# જૈન વસ્તીની વર્તમાન સ્થિતિ



પ્રકાશક : ઝવેરી મૂળચંદ આશારામ વૈરાટી : અમદાવાદ

## સમાજદર્શન

સને ૧૯૨૧ની જૈન વસ્તી:
૧૧૭૮૫૯૬



શહેરમાં વસતા જૈનો: ૩૯૯૩૦૭



ગામડામાં વસતા જૈનો: ૭૭૯૨૮૯



૨૩૮૮૦૮ પરણેલી સ્ત્રીઓમાં
૧૪૩૯૯૫ વિધવાઓ



૫ થી ૧૫ વરસની અભ્યાસ કરવા યોગ્ય ૧૩૬૫૬૦ કન્યાઓમાંથી ૧૩૨૨૨ કન્યાઓ અભ્યાસ કરે છે; એટલે ૧૦૦૦ કન્યાઓમાંથી ૯૦૦ કન્યાઓ કેળવણીથી વંચિત રહે છે.



૫ થી ૧૫ વરસના અભ્યાસ કરવા લાયક ૧૫૦૮૦૯ છોકરામાંથી ૫૨૧૭૬ છોકરાઓ શાળાઓમાં અભ્યાસ કરે છે; એટલે ૧૦૦૦ છોકરામાંથી ૬૫૯ છોકરાઓ કેળવણીથી વંચિત રહે છે.





સમાજદર્શને ચિન્તામગ્ન

# સમાજ દર્શન

યાને

## જૈન વસ્તીની વર્તમાન સ્થિતિ

અને

## તેના ઉદયનાં સાધનો.


નિબંધકાર,

**ફુલચંદ હરિચંદ દોશી**


ૐ


પ્રકાશક

**ઝવેરી મુળચંદ આશારામ વૈરાટી.**

રૉયલ જ્યુવેલરી માર્ટ-રીચીરોડ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૫. સને ૧૯૨૮.

# અર્પણ પત્રિકા.

માતા ! પ્રેમાળ માતા ! તારા દેહત્યાગને આજે ૩૭ વર્ષનાં વહાણાં વહી ગયાં. તારા દેહત્યાગના સમયે તો મુળચંદ ધુળમાં રમતો હતો. એટલે તેને તારા જેવી પ્રેમાળ માતાના વિરહની કીંમત કયાંથી હોય ! વખત જતો ગયો, તેમ તેમ પરાધીન અવસ્થામાં તારો પ્રેમ યાદ આવતો ગયો; અને સમજણ આવતી ગઈ, તેમ તેમ બાળ અવસ્થાના તારા ઉપકારો યાદ આવતા ગયા. પણ હે માતા ! એ તારા ઋણનો બદલો વાળ્યો કેમ વળે ! એ તારા ઋણુથી મુક્ત થવાના પ્રયાસ રૂપે હે ભોળી માતા ! પુષ્પ નહિ તો પુષ્પની પાખંડીસમા જૈનસમાજની આંતરિક સ્થિતિનું દર્શન કરાવતા આ નાનકડા પુષ્પ તને અર્પણ કરૂં. તું જ્યાં હો ત્યાં તે તને અર્પણ હો !

**લી. બાળ મુળચંદ.**

# પ્રસ્તાવના:

સને ૧૯૨૪ના અકટોબર માસની એક રાત્રે હું અને મારા મિત્ર શ્રી. મણીલાલ વાડીલાલ મારી દુકાન ઉપર જૈન પ્રજાની ઘટતી જતી વસ્તી અને તેની અત્યારની પરિસ્થિતિનો વિચાર કરતા હતા; ચર્ચાના અંતે અમે એવા ઠરાવ પર આવ્યા કે આપણે એક ઇનામી નિબંધ માંગવો જેમાં સમાજસ્થિતિનું સાચું પ્રતિબિંબ પડેલું હોય. કેટલાક વિચારના પરિણામે તેની યોજના મેં તૈયાર કરી, જેની રૂપરેખા આ રહી:

'જૈન વસ્તીની વર્તમાન સ્થિતિ અને તેના ઉદયના સાધનો.'

ઉપર્યુક્ત વિષય પર જૈન વિદ્વાનો અને સાક્ષરોને ઇનામી નિબંધ લખવા વિનવવામાં આવે છે; તેની શરતો નીચે પ્રમાણે છેઃ

૧ નિબંધ ફુલસકેપ કાગળના ત્રીશ પૃષ્ટ કરતાં ઓછો ન હોવો જોઇએ.

૨ નિબંધ સને ૧૯૨૫ના માર્ચ માસની આખર તારીખ સુધીમાં મળી જવો જોઇએ.

૩ નિબંધના બે ઇનામ રાખવામાં આવ્યા છે: (क) રૂ. ૭૫) અને (ख) રૂ. ૨૫,

૪ નિબંધ નિચેના પરીક્ષકો તપાસશે: (क) આચાર્ય શ્રી વિજયેન્દ્ર-સૂરીશ્વરજી, (ख) વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી, (ग) શ્રી નરોત્તમ ભગવાનદાસ શાહ અને (घ) શ્રી. મણીલાલ નથુભાઇ દોશી.

૫ નિબંધ છપાવવા યા પ્રગટ કરવાનો હક્ક ઇનામ આપનારને સ્વાધીન રહેશે.

૬ નિબંધમાં નીચેના મુદ્દાઓનો સમાવેશ થવો જોઇએ:

(क) વસ્તીપત્રક શરૂ થયાં ત્યારથી માંડીને ઇ. સ. ૧૯૨૧ના વસ્તીપત્રક સુધીના જૈન વસ્તીના આંકડા. (બને તો ત્રણે સંપ્રદાયના આંકડા તારવવા તેમજ જૈનોના વ્યાપાર અને કેળવણીની સ્થિતિનું ચિત્ર રજુ કરવું)

(ख) પ્રાચીનકાળના જે જે સૈકાઓમાં જૈન પ્રજાની વસ્તીના વિશ્વાસપાત્ર આંકડા મળી શકતા હોય તે આપવા.

(ग) હાલમાં દરેક ઇલાકામાં કુલ કેટલા ગામ તેમજ શહેરો છે; તેમાં જૈન વસ્તીવાળાં ગામો અને શહેરો કેટલા છે તે જણાવવા.

(घ) પ્રાચીન કાળમાં કયા કયા જ્ઞાતિઓ જૈન ધર્મ પાળતી હતી; તે જ્ઞાતિઓની ઉત્પત્તિ અને તેને લગતો ટુંક ઇતિહાસ તેમજ તે જ્ઞાતિઓને જૈન ધર્મ છોડવાના કયા કારણો મળ્યાં તેની નોંધ.

(च) હિન્દના કયા ભાગમાં રોટી અને બેટી વ્યવહાર બન્ને સાથે ચાલે છે અને કયાં તે દરેક જુદા પડયા છે તે જણાવવું.

(छ) નાની નાની પેટા જ્ઞાતિઓ જોડવાના વ્યવહારૂ માર્ગો દર્શાવી દેશના કયા ભાગમાં તેનો જલ્દી અમલ કરી શકાય તે સૂચવવું. રોટી ત્યાં બેટી વ્યવહાર દાખલ કરવાથી ઘટતી વસ્તી પર અસર થાય કે કેમ તે પણ જણાવવું.

(ज) જૈનોનું મરણ પ્રમાણ; બીજી કોમો સાથે તેની સરખામણી અને તે ઘટાડવાના વ્યવહારૂ ઉપાયોનું દિગ્દર્શન.

(झ) પ્રાચીન અને ઐતિહાસિક કાળના મળતા સાધુ સાધ્વીની સંખ્યાના આંકડા; પ્રાચીન કાળનાં વિહારસ્થાન અને આધુનિક કાળના વિહારસ્થાન દર્શાવી કયાં ક્ષેત્રો સાધુઓના ઉપદેશથી વંચિત રહે છે તે જણાવવું.

(ट) હિન્દ બહારના જૈનો સંબંધી કાંઇક ખ્યાલ, ઉપદેશકોની અને તેના પ્રચારની આવશ્યક્તા અને નિરૂપણ.

ઉપર મુજબ નિબંધની રૂપરેખાને પ્રસિદ્ધ કરી ઇનામી નિબંધ મારે સ્થળે મોકલવાની સૂચના કરી. મુદત દરમ્યાન શ્રી. ફૂલચંદ હરિચંદ દોશીનો પત્ર મળ્યો, જેમાં ઇનામી નિબંધની મુદત બે ત્રણ માસ વધારવાની માગણી હતી. મુદત ત્રણ માસ વધારી અને આ અને બીજો એક નિબંધ શ્રી. વેલચંદ ઉમેદચંદ તરફથી મળ્યા. પરીક્ષકોએ નિબંધ તપાસી અને આને પ્રસિદ્ધ કરવા સૂચવ્યું. આ હકીકત પ્રજા સન્મુખ તરતજ મૂકાવી જોઇએ તે મારા અનેક વ્યવસાયને લઇ હું ન કરી શકયો તેની આ પ્રસંગે વાંચકો પાસે હું ક્ષમા યાચી લઉં છું.

હું આ નિબંધને 'સમાજ દર્શન' નામ આપુ છું: કારણ કે જૈન સમાજ જે સ્વરૂપે છે સ્વરૂપે તે તેમાં દર્શન દે છે. નિબંધમાં ઘણો વધારો કરી શકાય; અનેક રીતે તેને ચર્ચી શકાય તેમ હોવા છતાં આ સ્થળે તે આ પ્રાસંગિક છે.

જૈન ધર્મ પાળનાર અને તેના અંતરથી સ્વીકાર કરનારની સંખ્યામાં જ્યારે દિન પ્રતિદિન ઘટાડોજ થતો રહે ત્યારે બે ઘડીની વાહવાહ અને

વાજાં નગારાંની મોહિની તેમાં કયા પ્રકારે વૃદ્ધિ કરવાની હતી ! બાહ્ય આડંબર તજી સમાજ-શરીરને અને તેના કયા અંગોમાં ક્ષય રોગે ઘર કર્યું છે તેનો વિચાર કરી તે રોગને હઠાવવા શું શું આવશ્યક છે તે વિચારણીય છે. આ વિચારને ઠેલવામાં સમાજનો ભાવિ નાશ છે; તે વિચાર કરી યોગ્ય ઉપાયોને અમલમાં મૂકવાની બેદરકારીમાં આપણી હસ્તી જ જોખમમાં છે એ વાત નિર્વિવાદ છે.

પ્રાચીન સમય ઇતિહાસનો છે; વર્તમાન સમય કાર્ય કરવાનો છે અને ભવિષ્યનો સમય વર્તમાનના કાર્યનું પ્રતિબિંબ માત્ર છે. આપણો પ્રાચીન ઇતિહાસ ખરેખર ઉજ્વલ છે; તે કાળ આધ્યાત્મિક વિચારકો, શિલ્પાદિ કલાકારો, અને અનન્ય જ્ઞાનોપાસકોનો હતો. વર્તમાન સ્થિતિ ગમે તેવા નિષ્ઠુરનું પણ દીલ હલમલાવી મૂકે તેવી છે. વિચારકોની સંખ્યા, કલાકાર કે જ્ઞાનોપાસકોની સંખ્યા અત્યારે આંગળીને ટેરવે ગણાય તેટલી પણ નથી. આવી સ્થિતિમાં પણ આપણે નિરર્થક ઝઘડા અને બાહ્ય કોલાહલની ઉપાસના કરીએ છીએ. ધાર્મિક તત્ત્વો ગમે તેવા સુંદર અને આદર્શમય હોય, કોમ ભલે સંપત્તિશાળી હોય, કોમ ભલે વ્યવહારકુશળ હોય, ભલે આપણે જીવદયાપ્રતિપાળનો ઇલ્કાબ ધરાવતા હઇયે; છતાં જો આપણે વર્તમાનનો વિચાર ન કરીયે, સમાજ-દેહના રોગો દૂર કરવા મરી ન પડીયે ત્યાં સુધી આપણા તે તત્ત્વો, આપણી સંપત્તિ, આપણી તે વ્યવહાર કુશળતા અને આપણો તે ઇલ્કાબ શોભાના પૂતળા જ બને. તે ઉપકારક વસ્તુઓ જરૂર છે, પરન્તુ તે કયારે ? જ્યારે તેમાંથી પ્રેરણા પામી આપણે ભવિષ્યની ઉજ્વલ રચના કરી શકીયે ત્યારે. આપણી વર્તમાન સ્થિતિ આપણું ભાવિ કથે છે: તે ભાવિને સુધારવું, બગાડવું કે જેમનું તેમ રાખવું તે આપણી કાર્યકુશળતા ડહાપણ અને પ્રવૃત્તિને આધીન છે.

હવે સંસારની ચિન્તાજનક ઉપાધીઓથી વિરક્ત ઉછરતી પ્રજા તરફ દ્રષ્ટી નાંખીએ તો ત્યાં પણ શું નજરે પડે તેમ છે. વળી ગયેલી કમ્મર, ફીક્કા ચહેરા, નિસ્તેજ મુખારવિંદ અને બેસી ગયેલા ડાચાંવાળા માદલાં બાળકો સિવાય બીજું શું નજરે પડે તેમ છે. કેળવણીના કાર્યમાં આપણે બીજી પ્રજાઓના કરતાં આગળ છીએ એ વાત ખરી હોવા છતાં શારિરીક કેળવણી તરફનું આપણું દુર્લક્ષ તો ઘણું વધારે છે. છેલ્લા ત્રીસ વર્ષોમાં કેળવણીના કાર્યને પ્રગતિમાન કરવા આપણે જે ખર્ચ કર્યો છે તેના સેંકડે પાંચ ટકા જેટલો ખર્ચ પણ શારિરીક કેળવણીના વિકાસ માટે

કર્યો છે ? આજનો બાળક એ આવતી કાલનો તિર્થરક્ષક આગેવાન કે સંઘપતિ છે એ બીના આપણી દ્રષ્ટી સન્મુખ કયાં રહી છે. નબળી પ્રજા પોતે પોતાને નુકશાન કરે છે. અને પોતાનાથી બળવાન પ્રજાને ગેરવ્યાજબી અને જુલમોના કામો કરવાને લલચાવે છે. થોડાએક અપવાદોને બાદ કરીએ તો આપણી પાઠશાળાઓ, સ્કુલો, હાઇસ્કુલો કે છાત્રાલયોમાં કસરત કે આરોગ્યના જ્ઞાનને સ્થાન આપવા માટે આપણે કયારે પણ વિચાર કર્યો છે ? આપણી સ્કુલો કે પાઠશાળાઓના મકાનોને ખુલ્લી અને વિશાળ જગાઓમાં બાંધી ગમ્મત સાથે જ્ઞાન આપનારા બાળ અવસ્થાના નિર્દોષ સાધનો આપણે કયાં ઉભા કર્યા છે ? કરોડોની મીલ્કતનો ધાર્મિક વારસો જે બાળકોના હાથમા સોંપવાનો છે તેનું રક્ષણ કરવાને શક્તિમાન થાય તેવી તાલીમ આપવાનો આપણે કદી વિચાર કર્યો છે ? કે લાડવા પતાસાની પ્રભાવનામાંજ ધર્મના ઉધ્યોતની પૂર્ણાહુતિ માની લીધી છે. વરસના ગણ્યાં ગાંઠયા દીવસોના ઉપયોગ પછી બંધ બારણે પડી રહેતી નાતની વાડીઓ કે સાધારણ ખાતાની વિશાળ જગાઓનો સદુપયોગ કરવાનો વીચાર કદી આપણે કર્યો છે ! આવી મીલ્કતના વહીવટદારો કોમનીજ મીલ્કત ભાવી શ્રાવકોના જીવન ઘડવાના કાર્ય માટે વાપરવા આપવાની ઉદારતા દેખાડે તો એ અવડ પડી રહેતાં મકાનો થોડાજ વખતમાં પાઠશાળાઓ, કસરતશાળાઓ અને સુંદર બગીચાઓનાં રૂપમાં ફેરવાઈ જાય, અને જરૂર વખતે જ્ઞાતિ કે સંઘના જમણ માટે પણ તેનો ઉપયોગ થઈ શકે. આ રીતે આપણી પુરાણી મીલ્કતોની વ્યવસ્થા સુંદર રીતે કરી લેવાની યોજનાને આપણે વિચારવી જોઇએ અને અનુપયોગી મીલ્કતોનો ઉપયોગ કરી લેવાનું ડહાપણ વાપરવું જોઇએ. દિન પતિદિન આપણી આર્થિક સ્થિતિ નબળી થતી જાય છે અને દાનવીરોની સંખ્યા ઘટતી જાય છે. તેવા પ્રસંગે આપણી સામાજીક મીલ્કતોની વ્યવસ્થા અને સદુપયોગ કરતાં આપણે જરૂર શીખવું જોઇએ.

હવે કેળવણીના પ્રશ્ન તરફ દ્રષ્ટી નાંખીએ તો ત્યાં પણ નિરાશાજ સાંપડી શકે તેમ છે. સને ૧૯૨૧ ના વસ્તીપત્રક મુજબ ૫ થી ૧૫ વરસના બાળકોની સંખ્યા ૧૫૦૮૦૯ ની છે તેમાંથી ૫૨૧૭૬ બાળકો શાળાઓમાં અભ્યાસ કરી રહ્યાં છે. જ્યારે અભ્યાસ કરવા યોગ્ય ૯૮૦૦૦ બાળકો અજ્ઞાન રહે છે. એ સ્થીતિ કેળવણીનું કાર્ય કરતી સંસ્થાઓ માટે ખાસ વિચારણીય છે. ઉંચી કેળવણી માટેનું સ્થાન તો તદ્દન કંગાળીયત ભરેલું છે. વિદ્યાર્થીઓની સંખ્યાનું એક ટકા જેટલું પ્રમાણ પણ ઉચ્ચ શિક્ષણ

આપતી શાળાઓ માટે નથી એ આપણી કેળવણી સંબંધી સ્થિતિ છે. આતો બાળકો માટેની વાત થઇ; પરંતુ કન્યા કેળવણીનો પ્રશ્ન એથીએ કંગાલ દશામાં છે. અને ૧૯૨૧ ના વસ્તી પત્રક પ્રમાણે ૫ થી ૧૫ વરસની ૧૩૬૫૬૦ કન્યાઓમાં ૧૩,૨૨૨ કન્યાઓ શાળાઓમાં અભ્યાસ કરે છે એટલે દર હજાર કન્યાઓમાં ૯૦૦ કન્યાઓ અભ્યાસ કરવા યોગ્ય ઉમ્મરે જ્ઞાનથી વંચીત રહે છે. સ્ત્રી કેળવણીના આ આંકડાઓ આપણી ભાવી દુરદશા માટે રેડ સીગનલ રૂપે રજુ થાય છે. વરસો થયાં આપણે વાતોજ કરી છે. અને સખાવત અને દાનના નામે આપણે સમાજને દગોજ દીધો છે. તેમ ન હોય તો पढमंनाणं तवो दया પોકારનારાઓની જ્ઞાન (કેળવણી) સંબંધી આ દુઃખદ સ્થિતિ નજ હોય. ધાર્મિક કેળવણી સંબંધી પણ આપણી એજ સ્થિતિ છે. કેળવણીનું કાર્ય કરતી આપણી સંસ્થાઓ તેની કાર્ય પદ્ધતિ, આધુનિક કેળવણીની અપર્ણતાઓ, વહેપારી કામ માટે તેમાં જણાતી ખામીઓ, પાઠશાળાઓ સાથે શારીરિક અને વ્યવહારિક શીક્ષણનું થવું જોઇતું જોડાણ, મોન્ટીસરી પદ્ધતિએ શરૂ થવું જોઇતું બાળશીક્ષણ, ચિત્રકળાની ખીલવણી. ફોનોગ્રાફ અને સીનેમાની ફીલ્મોનો શિક્ષણકાર્યમાં થવો જોઇતો ઉપયોગ, અત્યારની આપણી લાયબ્રેરીઓ, તેનો પુસ્તકસંગ્રહ પુસ્તકોની વહેંચણી, લાયબ્રેરીઓની વ્યવસ્થા. નષ્ટપ્રાય થતા પ્રાચીન અવશેષોનો સંગ્રહ, આદિ ઘણા ઘણા પ્રશ્નો કેળવણીના અંગે વગર વિચારે પડયા છે; વિસ્તાર ભયથી એ બધું વિચારવાનું બીજા પ્રસંગ માટે રાખીશું. એકંદરે આપણી વર્તમાન સ્થીતિ અતિ નિરાશાજનક છે. વહેપાર આપણા હાથમાંથી ખરતા જાય છે. અને આર્થિક સ્થીતિ ગંભીર બનતી જાય છે. દાનનાં ઝરણ સુકાતા જાય છે. અને દાનવીરોની સંખ્યા ઘટતી જાય છે. જે હાથ દાનવડે શોભતા તે આજે હીરાની અંગુઠીવડે શોભવા લાગ્યા છે. વડીલો અને વિચારકોની આમન્યાઓ તુટતી જાય છે અને ધાંધલીઆઓ આગળ ધસતા જાય છે. સ્વતંત્રતાના નામે સારી પેઠે સ્વચ્છંદ કેળવાતો જાય છે. તેવા પ્રસંગે આપણે આપણા વેડફાઇ જતા બળને સંગઠીત કરવું જોઇએ. અને સમાજની પરિસ્થીતિના આખા એ પ્રશ્નને ગંભીરપણે વિચારવો જોઇએ. ડાહ્યા અને સમજુ વિચારકોએ આવા પ્રસંગે પ્રમાદવશ ન થવું જોઇએ. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના જાણ સાધુઓએ પણ આવા નાજુક પ્રસંગે પરીપૂર્ણ સાવધાન રહેવું જોઇએ અને એકત્ર બળવડે શ્રાવકના અસ્તિત્વ અને શ્રાવક ધર્મનું રક્ષણ કરવું જોઇએ. આખોએ નિબંધ કેવળ વાંચવાજ માટે નહીં પણ વિચારવા માટેજ લખાયો છે. એટલે પ્ર

ત્યેક શાસન હિતસ્વી વિચારકે આખાએ નિબંધને પરિપૂર્ણ વાંચી વિચારી રચનાત્મક કાર્યને હાથ ધરવું જોઇએ અને વસ્તી ઘટવાના રજુ થએલા કારણોમાંથી એકાદ પ્રસંગને પોતાનો કરી લઇ અનુકુળ ક્ષેત્રમાં આદર્શરૂપે ખડો કરી અનુકરણ કરવા યોગ્ય ભૂમિ તૈયાર કરે એજ અભ્યર્થના. આ પ્રસંગે નિબંધના પ્રેરક શ્રી૦ મણીલાલ વાડીલાલ શાહ, તેના લેખક શ્રી. ફુલચંદભાઇ, તેના પરીક્ષકો, અને છપાતા નિબંધના પ્રુફ સુધારનાર શ્રી. મણીભાઈ નથુભાઇ દોશી આદિનો હું આભાર માનું છું અને તેમની આટલી મહેનત ન હોત તો કામ આટલું પણ વ્હેલું ન બની શકત તે પણ મારે કબુલ કરવું જોઇયે; અને તેટલાજ ખાતર તેઓની સેવાનો મારે આભાર માનવાનોજ રહ્યો.

ઝવેરીવાડ
વૈરાટી નિકેતન નં. ૧
અમદાવાદ તા.૧૮-૬-૨૮

લી. સેવક,
**ઝવેરી સુલચંદ આસારામ વૈરાટી.**

# મારી ટુંક નોંધ.

જૈન કોમની વસ્તી બીજા ધર્મના અનુયાયીઓની સંખ્યાના પ્રમાણમાં ઘણીજ ઓછી સંખ્યા ધરાવતી હોવા છતાં વ્યાપારાદિક કાર્યોને લીધે આગેવાન તરીકે ગણાતી કોમોમાંની એક તરીકે હજુ સુધી પણ પોતાનું સ્થાન સાચવી રહેલ છે. છેલાં ચાલીસ વર્ષો થયાં ઘટતી જતી જૈન વસ્તી —કોમની થતી જતી અવનતીના એક કારણ રૂપે છે—તેવો ખ્યાલ ભાગ્યે જ કોમના હીતચિંતકોની નસેનસમાં વ્યાપી રહેલ હોય તેવું માલમ પડે છે. છતાં જણાવવાની આવશ્યકતા માલુમ પડે છે કે અજ્ઞાનતા અને ધાર્મીક જ્ઞાનની ખામીને લીધે જૈન ધર્મના અનુયાયીઓ બીજા ધર્મોમાં ભળી જવાની વાતો સરકારી રીપોર્ટો પુરા પાડે છે. એટલું જ નહિ પણ અંદરો અંદર ધાર્મીક મતભેદ અને તેથી ઉપજતા કલેશ અને કંકાસની વૃદ્ધી એટલી બધી વધતી જાય છે કે આવી નહિ પસંદ કરવા જોગ સ્થિતિનો કયારે અંત આવશે તે કલ્પનામાં આવી શકે તેમ નથી. ધાર્મીક અને સામાજીક ઉન્નતિના પ્રયાસાર્થે કોઈ કોઈ સ્થળે પ્રયત્નો થતા જોવામાં આવે છે પણ તે એટલા બધા અધુરા અને ઉતાવળીઆ હોય છે કે જ્યારે બીજી હરીફાઇની કોમો પોતાની બીરાદરી વધારવાને કોશેશો કરી રહેલ છે ત્યારે જૈન વસ્તીનો ઘટાડો રજુ થાય છે, તેનો જો વિચાર કરવામાં આવે તો માલુમ પડશે કે આપણે આપણી વ્યક્તીગત ઉન્નતિને તદ્દન વિસરી ગયા છીએ. જો કોમની દરેક વ્યક્તિ પોતાની જાતને સુધારવા કોશેશ કરે તો આખો જૈન સમાજ કુદરતી રીતે સુધરી શકે તે નિર્વીવાદ વાત છે. ચાલુ જમાનામાં સમાજ, ધર્મ, અને દેશહીતના કાર્યોમાં જોડાઇ જાહેર સેવાના કાર્યમાં ઉત્સાહ બતાવનાર વ્યક્તીઓ જોવામાં આવતા છતાં, જે કોમ આગળ વધવી જોઇએ તે જ્યારે પાછી હઠતી માલુમ પડે ત્યારે આશ્ચર્ય થયા વિના રહેતું નથી. આટલા ઉપરથી એટલા અનુમાન પર અવાય છે કે જાહેર હિતના કાર્ય કરનાર, પોતાના ક્ષણીક જુસ્સાને વશ થઇ, સમાજ સેવા અથવા તો ધર્મના ઉત્તમ કાર્યને પાર પાડવા, પોતાની શક્તીનો વ્યય કરે છતાં જે પોતાને પોતે આધીન હોય છે જેની જવાબદારીનો ખ્યાલ કરવામાં ન આવે તો જે બાર પોતાના શીર ઉપર લેવામાં આવે છે, તે આનંદ રૂપે ગણાતું હોય છતાં તે બોજા રૂપ થતાં અફસોસ થાય છે અને તે કાર્ય નિર્માલ્ય જેવું થઈ જાય છે, અને ઉત્સાહ ટકતો નથી. તેટલાજ સારૂ હાલના જમાનામાં

 

પોતાની શક્તી અને સમયનો ઉપયોગ, કેવળ વાકચાતુર્ય અને લેખન શક્તીમાં જેટલો કરવામાં આવે છે, તેટલો પોતાના કાર્યથી જે સંગીન લાભ કોમને થવો જોઇએ તે નહિ થતાં જ્યાં ત્યાં ઉદયના માર્ગમાં કાંટાના ઝાડો રોપાય છે, તે કદી જોવામાં આવે નહિ તેટલા સારૂ દરેક જૈનભાઈ જો પોતાનું વ્યક્તિગત ચારિત્ર સુધારવા કોશેશ કરી કોમના હીતેચ્છુ તરીકે, સેવાના કાર્યમાં—પછી તે ધાર્મીક હોય યાતો સામાજીક હોય—જોડાય તો આપણી ઉન્નતિની આશાના કીરણો નજીકના ભાવષ્યમાં જોવાને આપણે કદાચ ભાગ્યશાલી થઈએ તેવો સંભવ હોવાથી આપણા ભાવી ઉદયનો સઘળો આધાર ભવિષ્યમાં થનાર **નાગરીકો** અને હાલના જૈનયુવકો ઉપર હોવાથી તેમને સંબોધી આટલી ટુંક નોંધ લેવાની આવશ્યકતા માલુમ પડી છે. તો આશા છે કે તે ફળીભૂત કરવા સારૂ આપણા યુવકો તરફ યાચના કરવામાં આવે તો તે અસ્થાને નથી એમ માલુમ પડતા આટલી સુચના કરવાની મારી ફરજ સમજું છું.

મારે આ સ્થાને જણાવવું જોઇએ કે હેલા પંદર વર્ષોથી આ સવાલને જૈન કોમની સનમૂખ રાખવા સારૂ અવાર નવાર લેખો દ્વારા મેં મારાથી બનતી કોશેશ કરી છે અને આ સવાલને એક ઐતિહાસિક બાબત તરીકે; ભવિષ્યની જૈન પ્રજા પણ પોતાની સમક્ષ ભૂતકાળની પોતાની કોમની સંસારીક, વ્યવહારીક, અને કેળવણી આદી અનેક બાબતોથી ભરપુર એવી સ્થીતિ જોવાને ભાગ્યશાલી થાય તેવા ઉમદા વિચારથી મારા મીત્ર રા. રા. મુળચંદભાઇ આશારામ વૈરાટીએ આપણી વર્તમાન સ્થિતી અને તેના ઉદયના સાધનો સંબંધી વિષય ઉપર ઇનામી નિબંધ લખાવવાને શુભ કોશેશ કરી છે તે માટે તેમનો તેમજ કોમની ઉન્નતિના મહાન સવાલને વ્યવહારીક રૂપ આપવા સારૂ આચાર્ય મહારાજ શ્રી વિજયેંદ્ર સુરીશ્વરજી મહારાજ અને રા. રા. કે. પી. મોદી અને રા. રા, મણીલાલ નથુભાઈ દોશીએ અનુમોદના આપી આ નિબંધ તપાસવા જે મહેનત લીધી છે તે સારૂ સર્વેનો અંતઃકરણથી આભાર માનું છું. "જંગલની ખુમેનો પણ પડઘો પડયા વિના રહેતો નથી." એ સીદ્ધાંતથી પણ લાંબા વખતે પણ જૈન કોમની અંદર "બહુ રત્ના વસુંધરા" મુજબ ગુપચુપ પણે સારી ઐતિહાસીક બાબતને મધ્યમસર જૈન કોમ સમક્ષ રજુ કરવા સારૂ મી. ફુલચંદ હીરાચંદ દોશીનો આભાર માનવાનું વિસરી શકતો નથી. લેખકે મુદ્દાસર જે ઐતિહાસિક બાબતો ઉપર અજવાળુ પાડનારી હકીકતો બહાર પાડવા જે પ્રયાસ કર્યો છે

ને ઇનામની રકમની દ્રષ્ટિથી કરવામાં આવ્યો હોય તેમ માનતા મારૂં મન અચકાય છે; પણ કેવળ જૈન કોમના આ કાર્ય પરત્વે સેવા ભાવનાથી આ ઉલ્લેખ કર્યો હોય તેમ સાબીત થાય છે, તેટલા સારૂ મારો સંતોષ પ્રદર્શીત કરી આ ટુંક નોંધ સમાપ્ત કરૂં છું.

મુંબઈ.
તા. ૧ લી જાન્યુઆરી.
૧૯૨૬.

લી. સેવક,
**નરોત્તમદાસ ભગવાનદાસ શાહ.**

## મારી નોંધ.

ભાઈ મૂલચંદ **આશારામ** વૈરાટી આપણી સામાજિક સ્થિતિ સંબંધી જે ધગશ ધરાવે છે, એ કોનાથી અજાણ્યું છે? એમની એ ધગશનું જ પરિણામ છે કે તેમણે થોડા વખત ઉપર **"જૈન વસ્તીની વર્ત્તમાન સ્થિતિ અને તેના ઉદયનાં સાધનો."** એ વિષય ઉપર સામાજિક સ્થિતિના અભ્યાસીઓ પાસે નિબંધોની માગણી કરી. તે સંબંધી ખાસ ઇનામ આપવાની યોજના બહાર પાડી હતી. પરિણામે તેમની પાસે જે નિબંધો આવ્યા હતા, તેમાંનો ભાઈ ફૂલચંદ હરિચંદ દોશીનો આ નિબંધ કમીટીએ પાસ કર્યો હતો.

મારા નમ્ર મત પ્રમાણે, જૈન સમાજની વ્યાપારી, ધાર્મીક, સામુદાયિક, અને કેલવણી વિગેરે વ્યવહારનાં જુદાં જુદાં અંગોની જે દુઃખદાયક સ્થિતિ થઇ રહી છે, એ સમાજના નેતાઓને જાણવાની ઘણી જરૂર છે. પરન્તુ સ્વયં અભ્યાસ કરીને એ સ્થિતિ જાણવાની ફુરસદ એઓને ક્યાં છે? તેઓ તો આવા નિબંધો વાંચીને પણ સમાજનું હૃદય જૂએ, સમાજના કયા અંગમાં શું રોગ પેદા થયો છે, એ તપાસે અને તેની સાથે શા કારણથી એ રોગ લાગુ પડયો છે, એ નિદાનને શોધી કાઢે, તો પણ ઘણું છે. અને એ તો ચોક્કસ છે કે જ્યાં સુધી કોઈ પણ રોગનું નિદાન નથી શોધી કાઢવામાં આવતું, ત્યાં સુધી તે રોગ ઉપર થતા ઉપચારો નિરર્થક પ્રાયઃ નીવડે છે. નિદાનને શોધ્યા પછી જ ઉપચાર કાર્ય કરી શકે છે. જૈન સમાજના અંગોનું સૂક્ષ્મતાથી અવલોકન કરનાર કોઈપણ ડાકટર—શોધક એવો અભિપ્રાય આપ્યા વિના નહિં રહી શકે કે, જૈન જાતિના જૈન સંઘના-જૈન સમાજના પ્રત્યેક અંગમાં સડો છે. એક પણ અંગ સાવ—નિર્દોષ છે--નિરોગ

છે, એવું તો નથી જ. જાણે કે મીઠી પેશાબના રોગનું ઝેર, જેમ આખા શરીરની અંદર ધીરે ધીરે વ્યાપ્ત થઇ જાય છે, તેવી રીતે આ સમાજના શરીરમાં એક એવું જ ઝેર પ્રવિષ્ટ થયું છે કે જેની અસર લગભગ આખા શરીરની અંદર થએલી છે. જૈન સંઘના ચાર વિભાગો—સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા—આ ચારે વિભાગોની શી સ્થિતિ છે, એ કોઇથી અજાણ્યું નથી.

ઇર્ષ્યા, વૈમનસ્ય, અહંતા, સત્તામદ અને અસમયજ્ઞતાનાં બીજ એવાં વવાએલાં છે, કે જેના લીધે અનેક કટુફળો આખી સમાજને ચાખવાં પડે છે. બીજી તરફથી જોવા જઇએ તો જૈનસમાજની કેલવણી, આરોગ્ય, અને એવી બીજી બાબતો કે જે બાબતો ઉપર કોઇ પણ વ્યક્તિ કે સમાજના જીવન-મરણનો આધાર રહેલો છે, તે સંબંધમાં પણ જે કંઈ રિપોર્ટો બહાર આવે છે, એ અતિ ભયંકર ચોંકાવનારા અને મૃત્યુઘંટનો અવાજ આપણા કાનોમાં સંભળાવનારા જ જોવાય છે.

આની સાથેજ સાથે એક વિચારણીય વિષય ધર્મ ભાવનાનો પણ છે. ધીરે ધીરે જૈન સમાજમાંથી ધર્મ ભાવના ઓછી થતી જાય છે કે વધતી જાય છે, એ પ્રશ્ન પણ ખાસ વિચારણીય છે. આપણે જોઈ રહ્યા છીએ કે આપણો યુવક વર્ગ, કે જે કાલ સવારે સમાજનો તારણહાર બનનાર છે, સમાજનો નેતા બનનાર છે એમાં તો ધર્મ ભાવના ધીરે ધીરે ઘટતીજ જાય છે. અને તેનું કારણ કંઈ હોય તો મને તો એજ લાગે છે કે નવયુવકોની કે બાળકોની કેલવણીમાં એ કેળવણીની સાથેજ જે ધર્મ ભાવના પોષાવવી જોઇએ એ પોષાતી નથી. અત્યારે કોલેજો અને હાઇ-સ્કૂલોની હિમાયતો થાય છે, અને સમયાનુકૂળ તે હિમાયત કદાચ વ્યાજબી લેખીએ, તો પણ એટલું તો ખરૂંજ છે કે કેળવણીનું કાર્ય સમાજે પોતા-ના હાથમાંજ રાખવું જોઇએ, અને તેમ કરીને અત્યારના યુવકોને આવ-શ્યકીય જરૂરના વિષયોનો અભ્યાસ કરાવવા સાથ તેઓની ધાર્મિક ભાવનાઓ પુષ્ટ થાય, અને તેમનું ચારિત્ર આબાદ-ચોખ્ખું રહે, એવી યોજનાઓ રાખવી જોઇએ. અત્યારના યુવકો કે જેઓ સ્કૂલો અને કોલેજો-મા અભ્યાસ કરે છે. તેઓનો વધારે સમય કેવા સંયોગોમાં પસાર થાય છે, એ કોઇથી અજાણ્યું નથી સ્વતંત્રતા બલ્કે સ્વચ્છંદતાના આ યુગમા જ્યાં સુધી તે યુવકો વધારે સમય એવા સંયોગોમાં ન કાઢે, કે જ્યાં તેમની ધર્મભાવના પુષ્ટ થાય, જ્યાં તેઓ પોતાનું કર્તવ્ય સમજે, જ્યાં દેશ પ્રેમ,

ધર્મપ્રેમ અને સમાજ પ્રેમનાં આન્દોલનો મળતાંજ રહે, ત્યાં સુધી માત્ર પુસ્તકના કીડાઓ બનવાથી કે છેલ્લામાં છેલ્લી ફેશન પ્રમાણે અપટુડેટ રહેવાથી એમના જીવનની કંઇ સાર્થકતા નથી. આ પ્રસંગે, અત્યારની કેળવણીના સંબંધમાં ગ્વાલીયર રાજ્યના કેળવણી ખાતાના વડા રાયબહાદુર **એલ. બી. મૂલે. બી. એ.** મહાશયે, શિવપુરીમાં શ્રીવીરતત્ત્વ પ્રકાશક મંડળના એક મેલાવડા પ્રસંગે ઉચ્ચારેલા શબ્દો મને યાદ આવે છે અને તે શબ્દો દરેક શિક્ષાપ્રેમીએ વિચારવા લાયક હોવાથી તે શબ્દોને અહિં ઉદ્ધૃત કરવાના લોભને હું રોકી શકતો નથી. તેમણે કહ્યું હતું:-

"તમે જાણોજ છો કે મારા માથે આ રાજ્યના શિક્ષણનું કાર્ય છે. પણ હું શિક્ષણના સંબંધમાં કહીશ કે હજુ આપણી વાસ્તવિક શિક્ષણની પદ્ધતિ યોજાઈ નથી. મનુષ્ય માત્ર સુખના અભિલાષી છે. સુખ પ્રાપ્તિનો હક્ક આદિ અનંત છે. સુખ પ્રાપ્તિનું પ્રધાન કારણ શિક્ષા છે. બીજાં અન્ય પ્રાણિયો કરતાં મનુષ્યમાં ત્રણ વિશેષતાઓ છે. **વિચાર, ઉચ્ચાર અને આચાર. કોઈપણ શિક્ષણમાં આ ત્રણેનો સુધારો અને તરક્કી થાય, એજ શિક્ષણ વાસ્તવિક શિક્ષણ છે.** અત્યારની સ્કૂલોની વ્યવસ્થા જોઇએ તો ત્યાં **વિચાર** અને **ઉચ્ચાર**ની તરક્કી કદાચ જરૂર થઈ શકે, પરન્તુ **આચાર**ની ઉન્નતિ શી રીતે થઈ શકે? અને તેટલા માટે હું ભાર મૂકીને કહીશ કે **આપણને પ્રાચીન પદ્ધતિ સર્વથા આદર કરવા લાયક છે.** સ્કૂલના માસ્તરને પૂછો. પાંચ કલાક વિદ્યાર્થીઓ તેમના સહવાસમાં રહે, તેટલા સમયમાં તેઓ **વિચાર, ઉચ્ચાર અને આચાર-માં** ઉન્નતિ કેમ કરાવી શકે? આપણે આપણા પેટની વાત બીજાને ન કહી શકીએ, એ જ્ઞાન શું કામનું? જેમ જમીનમાં રાખેલું ધન. **અને તેટલા માટે વિચાર અને ઉચ્ચારની સાથે આચારની ઉન્નતિ માટે ગુરૂકુળ પદ્ધતિનીજ જરૂર છે.** રાત અને દિવસ ગુરુના સહવાસમાં રહીને બાર વર્ષ સુધી વિદ્યાધ્યયન કરનાર પોતાના આચારોમાં સંપૂર્ણ તરક્કી કરે, એમાં આશ્ચર્ય જેવું નથી."

ઉપરના વિચારો બહુ મનન કરવા લાયક છે અને જૈન સમાજે સમાજના આગેવાનોએ પોતાના ભવિષ્યના હીરાઓને માટે શિક્ષણ પદ્ધતિ-માં ખાસ કરીને ફેરફાર કરવો ઘટે છે.

નિબંધના લેખકે જેમ કેળવણીનો વિષય ચર્ચો છે, તેમ બીજા પણ કેટલાક વિષયો ચર્ચ્યા છે. દાખલા તરીકે વ્યાપારી પરિસ્થિતિ, મરણપ્રમાણ, રોટી બેટી વ્યવહાર વિગેરે.

રોટી–બેટી વ્યવહારના સંબંધમાં લેખકે જણાવ્યું છે તેમ સામાજિક બંધારણોની સંકુચિતતા એટલી બધી વધી ગઈ છે કે જેના લીધે સમાજને મ્હોટામાં મ્હોટું નુકસાન ભોગવવું પડે છે. રોટી વ્યવહારના સંબંધમાં તો એ સ્પષ્ટ છે કે જૈનધર્મનો અનુયાયી કોઈ પણ માણસ હોય તેની સાથે રોટી વ્યવહાર કરવામાં સંકોચ કરવાનો છેજ નહિં. જે સ્વધર્મી છે, તે પોતાનો ભાઈ છે. પોતાનાજ જેવો આચાર વિચાર પાલન કરનાર અને એક ધર્મને પાલન કરનારની સાથે ભોજનમાં ભેદ રાખીજ કેમ શકાય? હવે રહ્યો બેટી વ્યવહાર. તેના સંબંધમાં તો પ્રભુ શ્રી હેમચંદ્રાચાર્ય એમજ કહે છે કે–

**कुलशीलसमैः सार्धं कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥** જેનું કુલશીલ સમાન હોય, અને ભિન્ન ગોત્ર હોય, તેની સાથે વિવાહ થઈ શકે.

હેમચંદ્રાચાર્યે બતાવેલી આ વ્યાખ્યામાં કેટલું ઔદાર્ય રહ્યું છે, એ જૈનોએ ધ્યાનમાં લેવું જોઇએ છે. કયાં આ ઉદારતા, અને કયાં દસા–વીસા–ઓસવાળ, પોરવાડ–શ્રીમાળી અને એવા પ્રકારના ભેદોના નિમિત્તની મારામારી!

સમાજના અધઃપાતમાં કુરિવાજો પ્રધાન કારણ છે, નિર્વિવાદ છે, અને તે વાત નિબંધના લેખકે પણ જણાવી છે. આ કુરિવાજોમાં બાળ-લગ્ન, વૃદ્ધવિવાહ અને કન્યાવિક્રય વિગેરે આગળ કરી શકાય છે. આ પ્રસંગે એક વાત ખાસ વિચારવા જેવી છે.

કન્યાવિક્રય કરનારા કન્યાઓના પિતાઓને આપણે જીવતા મનુષ્યનું માંસ વેચનારા–અધમ વિગેરે વિશેષણોથી વધાવીએ છીએ, પરન્તુ તેની સાથે સાથે આપણે બીજો પણ વિચાર કરવો જોઇએ છે. જૈન સમાજનો મ્હોટો ભાગ અત્યન્ત ગરીબી હાલતને ભોગવી રહ્યો છે. આ નિબંધના લેખક કથે છે, તેમ–જૈનકોમ ધનાઢ્ય કોમ છે. શ્રીમંત કોમ છે, એ માનવાને હું તૈયાર નથી. ચોક્કસ સંખ્યાના ગ્રહસ્થો જરા સુખી દેખાતા હોય—પછી તે બહા-રથી જ છે કે અંદરથી પણ છે—એ તો જ્ઞાની જાણે; પરન્તુ એવા પણ થોડી સંખ્યાના સુખી ગૃહસ્થોને જોઇને આખી કોમને શ્રીમંત માનવી, એ ભૂલ છે. હવે જે લોકો કન્યાવિક્રય કરવાને તૈયાર થાય છે, તેઓ મ્હોટે ભાગે ગરીબી હાલતના હોય છે. ઘરમાં આઠ દશ માણસ ખાનાર હોય, અને કમાનાર એકાદ જણ પણ ભાગ્યેજ હોય, આવી સ્થિતિમાં ક્ષુધાને આધીન થયેલા મનુષ્યો કન્યાવિક્રય કરવા તૈયાર થાય, તો તેમાં નવાઇ

જેવું શું છે? પરન્તુ એક આના મરવા પછી કે ગમે તે સમયે હજારો રૂપિયા ખરચીને વિવાહ કરવા તૈયાર થનારા એ ધનાઢ્યો—શ્રીમંતો શું સમાજના ઓછા ગુન્હેગાર છે? એમની પાસે પૈસા, એટલે તેઓ પૈસાના મદમાં ગમે તેમ ગુન્હા કરે, એ ગુન્હો સમાજની દૃષ્ટિમાં ન આવે અને એક ગરીબકુટુંબ પાપી પેટના માટે કન્યા આપીને પૈસા લે, એ અધમમાં અધમ ગણાય, એ કોના ઘરનો ન્યાય? મારા વિચાર પ્રમાણે તો તે કન્યા વિક્રય કરનારા કરતાં પૈસા આપીને લગ્ન કરનારા, કે જેઓ પૈસા આપીને–હજારો ખરચીને વિષયની વાસનાઓ તૃપ્ત કરવા તૈયાર થાય છે, તેઓ સામાજિક દૃષ્ટિએ વધારે મ્હોટા ગુન્હેગાર છે, અને તેટલા માટે સમાજે એવા માણસો માટે નિયમો બાંધવાની જરૂર છે કે જેઓ પૈસા આપીને લગ્ન કરે છે. બેશક કન્યાવિક્રય કરનારા પણ ગુન્હેગાર જરૂર છે, પરન્તુ પહેલા ગુન્હેગાર તો પૈસા આપીને લગ્ન કરનાર છે.

જૈન સમાજની સ્થિતિમાં મ્હોટો પ્રશ્ન અત્યારે જૈન વસ્તી ઘટી રહી છે, એ વિચારવા જેવો છે. આનાં અનેક કારણો લેખકે પોતાના નિબંધમાં ચર્ચ્યાં છે અને વ્યાજબી છે. પરન્તુ આ સ્થિતિ સુધારવાના ઉપાયોમાં ઉપદેશકો અને સાહિત્યના પ્રચારકોની અતિ આવશ્યકતા છે. જે જે કોમોએ પોતાની સંખ્યા વધારી છે, તેમાં આ બે સાધનો મુખ્ય છે, એ કોઇએ ભૂલવું જોઇતું નથી. અને તેથી જૈન સમાજે સંખ્યાબંધ ઉપદેશકો જેમ ઉત્પન્ન કરવાની જરૂર છે, તેમ છૂટે હાથે સાહિત્યનો પ્રચાર કરવાની પણ જરૂર છે.

લેખકે જુદાં જુદાં પ્રકરણોમાં જૈન સમાજની સ્થિતિને લગતી જુદી જુદી બાબતો ઉપર ઠીક ઉહાપોહ કર્યો છે. જો કે–ચોક્કસ બાબતો કયાંથી લેવામાં આવી છે, એ બતાવવાની નવીન પદ્ધતિનો થોડો ઉપયોગ કર્યો છે, તેવી રીતે કેટલાક વિષયો તે વિસ્તૃત બનાવવાનો અવકાશ હતો, એનો લાભ લીધો નથી. તેમ છતાં પણ લેખકે એકંદર પરિશ્રમ સારો કર્યો છે એ ચોક્કસ છે અને તેટલા માટે તેમને ધન્યવાદ ઘટે છે.

પ્રાન્તે આવી ઉપયોગી યોજના બહાર પાડવા માટે ભાઈ મૂલચંદ આશારામ વૈરાટીને પણ ધન્યવાદ આપી વિરમું છું.

ભૂલેશ્વર, લાલબાગ.
**મુંબઇ ૪.**
ભાદરવા વ. ૮. ૨૪૫૩,
ધર્મ સં. ૬.

**વિદ્યાવિજય.**

# મારી નોંધ.

આ લઘુ પણ ઉપયોગી અને તદ્દન નવીન જાતના પુસ્તકને નોંધની જરૂર નથી. તેના નામ ઉપરથી પણ ઘણો ખ્યાલ આવી જાય તેમ છે. આ પુસ્તકના વાંચન ઉપરથી ઉંડા વિચારો કરવાના ઘણાં સાધનો મળી શકે તેમ છે. ગત વાત હાથમાં નથી. પણ ભવિષ્ય સુધારણા બદલ જે જે ઉપાયો સૂચવ્યા છે, તે બધા નહિ તો ઘણા ખરા ઉપયોગી છે અને તે કેટલે દરજ્જે વ્યવહારૂ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવને આશ્રીને છે, તેનું મનન કરી તે મુજબ વર્તન કરવા પ્રયત્ન કરવામાં આવે તો ઘણો ફાયદો થવા સંભવ છે. વિધવાઓની અસાધારણ સંખ્યા અને તે અટકાવવાના ઉપાયો તથા જૈનેતરને જૈન બનાવવાની વાત પડખે મુકીએ છતાં જૈનોને જૈનેતર થતાં અટકાવવાના ઉપાયો, (જેમાં મુખ્ય સાધુવિહાર છે,) તથા જૈન સંઘના યુવકોને આપવાની ઉચ્ચ કેળવણીનાં સાધનો વગેરે ઉપાયો જૈન સંઘની ઉન્નતિ કરવાને માટે ખાસ જરૂરી છે.

આ વિષય ચર્ચવાની ઘણી જરૂર છે, એમ ધારી રા. રા. ઝવેરી મુલચંદ આશારામ વૈરાટીએ ઇનામી નિબંધ લખાવેલા, તેમાં આ નિબંધ બધા કરતાં શ્રેષ્ટ લાગવાથી તે સંબંધી ઇનામ આપવામાં આવેલું છે. આ ગ્રંથનું વાંચન મનન સુજ્ઞને ઘણું ઉપયોગી થઇ પડશે, એમ સમજી તેમને પોતાના ખર્ચે આ ગ્રંથ તેમના માતુશ્રીના સ્મરણાર્થે ઉપદેશ પ્રચારક મંડળ મારફતે છપાવેલ છે. તેનું વાંચન અને મનન કરવા ખાસ વિનંતિ છે. આવા પુસ્તકોના ઉંડા અભ્યાસ સિવાય સમાજની દુર્દશાનો ખ્યાલ આવી શકે તેમ નથી.

**વકીલ કેશવલાલ પ્રેમચંદ.**

# મારી નોંધ.

આપણી જૈન સમાજની પ્રાચીન ભવ્ય સ્થિતિ વાસ્તે આપણે અભિમાન ધરાવીએ, પણ તેથી લાભ શો? પ્રાચીન સ્થિતિની સાથે સરખાવતાં આપણી વર્તમાન સ્થિતિ ઉતરતી હોય તો પ્રાચીન સ્થિતિની ભવ્યતા વાસ્તે અભિમાન કરવા કરતાં આપણી વર્તમાન સ્થિતિ વાસ્તે શરમાવું જોઈએ, પણ તેથી નિરાશ થવાનું નથી. આપણી વર્તમાન સ્થિતિનું આપણે

યથાર્થ નિરીક્ષણ કરવું જોઇએ. અને તે નિરીક્ષણ કરવામાં જૈન કોમનું હિત હૃદયમાં રાખી મુળચંદ આશારામ વૈરાટીએ લખાવેલો અને રા. ફુલચંદ હરિચંદ દોશીએ લખેલો આ નિબંધ ઘણો ઉપયોગી થશે, એમ મારૂં માનવું છે. નિબંધમાં આપેલા આંકડાઓ સામાન્ય મનુષ્યોને નીરસ લાગશે, પણ વિચારકોને તેમાંથી ઘણું વિચારવા યોગ્ય મળી આવશે. આ નિબંધનો જેમ બને તેમ જૈન સાક્ષરોમાં તેમજ જૈન અગ્રેસરોમાં અને સાધુ સાધ્વીઓમાં ફેલાવો થવો જોઇએ કે જેથી કયી બાબતમાં સુધારા કરવા જરૂરના છે, અને કયા રિવાજો ત્યાગ કરવા જેવા છે, તે સંબંધમાં લોકમત કેળવાય.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે અમુક રીવાજોમાં ફેરફારો થઇ શકે છે, એવી જૈન શાસ્ત્રની આજ્ઞા છે. ધર્મના મૂળ સિદ્ધાંતોને બાધ ન આવે, તેવી રીતે સામાજીક રીવાજો દેશકાળ પ્રમાણે ઘડાય છે, અને રૂઢીથી તે પ્રબળ થઈ ધર્મની આજ્ઞા રૂપ હોય, તેવા પ્રમાણભૂત ગણાય છે, પણ તેમાં ફેરફાર થઈ શકે છે. જૈનોની વસ્તી ઘટતી જાય છે, એ તો આ નિબંધમાં આપેલા આંકડા પરથી સ્પષ્ટ જણાય છે. હવે તે ઘટવાનાં કારણો નિબંધકારે દર્શાવ્યા છે, તે વિચારવા યોગ્ય છે.

જો આપણને પૂર્ણ વિચાર કરતાં એમ લાગતું હોય કે એમાં જણાવેલાં કારણો વાજબી છે, તો તે કારણો દૂર કરવા વિચારકોએ તથા અગ્રેસરોએ પુરતો પ્રયત્ન કરવો જોઇએ.

જૈનધર્મ એ મુક્તિનો માર્ગ છે, અને લાખો જીવો તે દ્વારા આત્મકલ્યાણ કરી શક્યા છે, એ સત્ય વાતમાં જેમને શ્રદ્ધા હોય, તેમની ગંભીર ફરજ છે કે જૈનધર્મને જગતમાં જ્વલંત રાખવા માટે જૈન કોમની આબાદી અને વૃદ્ધિ થાય, તેવાં પગલાં યોજવાં જોઇએ.

રા. ફુલચંદ દોશીએ આ નિબંધ લખવામાં સારો શ્રમ લીધેલો લાગે છે, અને તે ધન્યવાદને પાત્ર છે.

રા. મુળચંદભાઈ આ નિબંધને સારી રીતે ફેલાવવા અને એ રીતે લોકમત કેળવવા ઉત્તમ પ્રબંધ કરશે.

**મણિલાલ નથુભાઈ દોશી.**

# બે બોલ.

આગ્રા શ્રી વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિરમાં હું ક્યુરેટર તરીકે કામ કરતો હતો, તે વખતે રા. મુળચંદભાઈ આશારામ વૈરાટી તરફથી 'જૈન વસ્તીની વર્તમાન સ્થિતિ અને તેનાં ઉદયનાં સાધનો,' એ વિષેનો ઇનામી નિબંધ માંગવામાં આવ્યો. પહેલાં તો તે માટે લખવા વિચાર નહોતો પણ બે એક માસ પછી વિચાર થયો કે આવું સમૃદ્ધ જ્ઞાનમંદિર છે તો થોડો ફુરસદનો વખત મેળવી લખવાનું શરૂ કરવામાં સમાજની પરિસ્થિતિનો અભ્યાસ થશે એમ ધારી ધીમે ધીમે વીગતો મેળવવી શરૂ કરી પણ માંગેલ સમય સુધીમાં તૈયાર ન થઈ શક્યો અને થોડો વધારે વખત મેં માગ્યો. પછી બીજા ત્રણ માસની મુદત વધારવામાં આવી ને નિબંધ તૈયાર થઈ ગયો.

એ તો હજી પણ લાગે છે કે આપણી સમાજની ખરી વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવાનું—અરે તે વિશે થોડો પણ વિચાર કરવાનું આપણને હજી નથી સૂઝ્યું. આખાએ સમાજમાં ભાઇ નરોત્તમ બી. શાહ પોતાનાં ઉત્સાહ મહેનત અને લાગણીથી સમય સમય પર કેટલીક મહત્ત્વની બાબતો સમાજને પૂરી પાડે છે. જે સમાજમાં આપણે જન્મ્યા છીએ જે સમાજમાં આપણે રહીએ છીએ તેના પ્રત્યેક સમાજ હિતેચ્છુએ, નવયુવકોએ ઉંડો અભ્યાસ કરવો આવશ્યક છે.

પુસ્તકાલયો અને લાઇબ્રેરીઓ તો સમાજમાં ઘણીએ છે, પણ આ વિષેના પુસ્તકોનો અભાવ જ છે. આ ઉપરથી એક વાત સમાજ હિતેચ્છુઓની દૃષ્ટિ પર લાવવા રજા લઉં છું કે આપણે આપણી સમાજની પરિસ્થિતિને લગતા જરૂરી અને ઉપયોગી સાહિત્યનો સંગ્રહ કરવો જોઇએ.

આ નિબંધમાં, મળી શકતી ઘણી બાબતોનો વિચાર થયો છે તે દરેક બાબત પર જૈન સમાજની બારીક તપાસની જરૂર છે.

એક નિબંધ કે પુસ્તક માત્રથી સમાજ ઉન્નત થાય એમ તો નથી. આ માટે સમાજનો ઉંડો અભ્યાસ કરવાની વૃત્તિ જાગવી જોઇએ, વિચારો ઘડાવા જોઈએ અને પ્રત્યેક ગામ કે શહેર અને ખાસ કરીને યુવકમંડળો યા સ્વયંસેવક મંડળો યોગ્ય સુધારા કરવા શરૂ કરી દેવાં જોઇએ. આપણી સમાજમાં છેલ્લાં દસ વર્ષમાં ઘણાએ મંડળો સ્થપાયાં છે મારી માન્યતા

છે કે દરેક મંડળોના યુવક સભ્યોએ સમાજની પોતાના શહેરની પરિસ્થિતીનો ઉંડો અભ્યાસ કરવો જોઇએ અને પછીથી જરૂરી સુધારા કરવા, કરાવવા તનતોડ મહેનત કરવી ઘટે. ત્યારે ને ત્યારે જ સમાજ ઉન્નત થશે.

આ નિબંધ ઉપરથી અભ્યાસ અને મનન પૂર્વક વિચારો ઘડીને મ્હારા યુવક ભાઇઓ સમાજની પાસે રજુ કરશે, તો તેથી ઘણો લાભ થવા સંભવ છે.

યુવકોને માટે તો એજ જીવનમંત્ર હોય—આત્મશુદ્ધિ અને કાર્ય.

સમાજને માટે મરી મીટનાર—આજીવન સેવકો સમાજને મળશે ત્યારે ત્યારે જ સમાજ પ્રાણવાન અને ચેતનવંતો બનશે.

શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળ
ગુજરાતવાળા.
નૂતન વર્ષ-૧૯૮૩.

ફુલચંદ હરિચંદ દોશી.
મહુવાકર.
નિયામક

# આ પુસ્તકના આધાર તરીકે લેવાયેલાં પુસ્તકોનું લીસ્ટ.

આ નિબંધ તૈયાર કરતાં નીચે જણાવેલા પુસ્તકો તથા પત્રોનો આધાર લેવાયાં છે.

Census of India I. II
,, Bombay Division
,, Rajputana Division
Bombay Gazzeteer
કલ્પસૂત્ર
ત્રિપષ્ટી શલાકા પુરૂષ ચરિત્ર
પ્રાચીન લેખ સંગ્રહ
Castes in India.
ઐતિહાસિક રાસ સંગ્રહ. ૧-૨-૩-૪.
માધુરી
જૈન હિતૈષી
જૈન સાહિત્ય સંશોધક
સ્થા. કોન્ફરન્સ સમાચાર પત્ર
જૈન કોન્ફરન્સ હેરલ્ડ
નવજીવન.

(માધુરી … જૈન કોન્ફરન્સ હેરલ્ડ: જુદી જુદી ફાઈલો-માંથી.)

આ બધું સાહિત્ય શ્રીવિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિરમાંથી ઉપલબ્ધ થયું છે.

આ ઉપરાંત મુંબઈ મ્યુનીસીપાલીટીના આરોગ્ય ખાતાના અધિકારી તથા મુંબઈ ઈલાકાના વિદ્યાધિકારી સાહેબ તરફથી પણ જરૂરી આંકડા મળ્યા છે, તે માટે તેઓશ્રીનો આભાર માનવાની આ તક હાથ ધરૂં છું.

# અનુક્રમણિકા.

# પરિશિષ્ટ

## ભારતમાં હિંદુઓ ૧૯૨૧

| | કરોડ | લાખ | હજાર | પ્રતિ સેંકડે. |
|---|---|---|---|---|
| સનાતની | ૨૧ | ૬૨ | ૬૧ | ૬૮.૪ |
| અર્યસમાજ | — | ૪ | ૬૮ | ૦ ૧ |
| બ્રહ્મસમાજ | — | — | ૬ | |
| સિખ | — | ૩૨ | ૩૬ | ૧.૦ |
| જૈન | — | ૧૧ | ૭૮ | ૦.૪ |
| બૌદ્ધ | ૧ | ૧૫ | ૩૧ | ૩.૭ |

જૈન સમાજની સાંસારિક સ્થીતિ પ્રકરણ ૫ માં વિધવાઓની સંખ્યા આપી છે અને તે સાથે બધી કોમો સાથે સરખાવી શકાય તેવો કોઠો પણ આપ્યો છે તે માટેના આંકડાઓ આ નીચે આપ્યા છે.

## પ્રતિ સેંકડે વિધવા.

| વર્ષ. | સનાતન | આર્યસમાજ | બ્રહ્મસમાજ | સીખ | જૈન | બૌદ્ધ |
|---|---|---|---|---|---|---|
| ૦-૫ | ૦.૧ | × | × | × | ૦.૨ | × |
| ૫-૧૦ | ૦.૬ | ૦.૨ | × | ૦.૧ | ૦.૬ | × |
| ૧૦-૧૫ | ૨.૦ | ૧.૧ | ૦.૮ | ૦-૩ | ૧.૮ | × |
| ૧૫-૨૦ | ૪.૮ | ૪.૨ | ૪.૮ | ૧.૪ | ૪.૨ | ૧.૯ |
| ૨૦-૩૦ | ૧૦.૩ | ૯.૧ | ૮.૦ | ૪.૧ | ૧૫.૬ | ૬.૭ |
| ૩૦-૪૦ | ૨૩.૧ | ૨૦.૯ | ૧૫.૧ | ૧૧.૪ | ૩૪.૮ | ૧૧.૪ |
| ૪૦-૬૦ | ૫૧.૯ | ૪૪.૩ | ૩૬.૧ | ૩૪.૭ | ૬૨.૦ | ૨૮.૨ |
| ૬૦-ઉપર | ૮૩.૪ | ૪.૫ | ૭૪.૮ | ૭૪.૧ | ૮૬.૭ | ૬૫.૮ |
| સંપુર્ણ | ૧૯ ૧ | ૧૪.૯ | ૧૨.૮ | ૧૩.૫ | ૨૫.૫ | ૧૧.૫ |

આ ઉપરથી જોઇ શકાય છે કે ૧૧ લાખની વસ્તીમાં અને અઢી લાખ લગભગ પરણેલી સ્ત્રીઓમાં દોઢ લાખ વિધવાઓ છે, અને બધી કોમો બધા ધર્મ અને બધી સમાજો કરતાં વિધવાઓનું પ્રમાણ જૈન સમાજમાં મોટામાં મોટું છે. **બાળલગ્નો** પાંચ-દસ અને બાર બાર વર્ષની કન્યાઓને જીવતાં મારી નાંખવાના કુરીવાજ જૈન જેવી સુધરેલી અને શ્રીમંત સમાજમાં હોય તે કલંક રૂપ છે. સમાજ હિતેચ્છુ આ માટે વિચાર કરશે કે'

# રાજપૂતાનાની જૈન વસ્તી.

| | જૈન | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| રાજપૂતાના અજમેર મારવાડ | ૨૯૮૧૪૪ | ૧૪૪૮૦૨ | ૧૫૩૩૪૨ |
| રાજપૂતાના | ૨૭૯૭૨૨ | ૧૩૪૯૬૨ | ૧૪૪૭૬૦ |
| અજમેર–મારવાડ | ૧૮૪૨૨ | ૯૮૪૦ | ૮૫૮૨ |

| | રાજપૂતાના–અજમેર–મારવાડ | રાજપૂતાના | અજમેર–મારવાડ |
|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ |
| ૧ | શ્વેતાંબર ૬૪૫૮૨ | ૫૫૯૬૯ | ૮૬૧૩ |
| | (પુ.) ૩૨૦૫૬–૩૩૫૨૬ (સ્ત્રી) | ૨૭૩૫૬–૨૮૬૧૩ | ૪૭૦૦–૩૯૧૩ |
| ૨ | દિગમ્બર ૭૭૬૮૮ | ૭૧૩૧૨ | ૬૩૭૬ |
| | (પુ.) ૪૦૫૨૩–૩૭૧૬૫ (સ્ત્રી) | ૩૭૧૦૩–૩૪૨૦૯ | ૩૮૨૦–૨૯૫૬ |
| ૩ | સ્થાનકવાસી ૫૦૩૩૮ | ૪૮૦૪૬ | ૨૨૯૨ |
| | ૨૪૭૮૨–૨૫૫૫૬ | ૨૩૬૨૧–૨૪૪૨૫ | ૧૧૬૧–૧૧૩૧ |
| ૪ | તેરા પંથી ૩૧૮૩૭ | ૩૧૦૨૦ | ૮૧૭ |
| | ૧૪૫૦૨–૧૭૩૩૫ | ૧૪૧૨૦–૧૬૯૦૦ | ૩૮૨–૪૩૫ |
| ૫ | અન્ય ૭૩૬૯૯ | ૭૩૩૭૫ | ૩૨૪ |
| | ૩૨૯૩૯–૪૦૭૬૦ | ૩૨૭૬૨–૪૦૬૧૩ | ૧૭૭–૧૪૭ |

### ૧૯૧૪ ની દીગમ્બર જૈન વસ્તી

| | |
|---|---|
| સંયુક્ત પ્રાંત | ૬૩૯૬૬ |
| મધ્ય પ્રદેશ | ૬૮૮૬૪ |
| રાજપૂતાના–માળવા | ૧૧૯૨૯૩ |
| પંજાબ | ૨૪૬૧૫+૧૭૯ |
| મુબાઈ–ગુજરાત–મહારાષ્ટ્ર | ૧૩૮૯૫૭ |
| બંગાલ | ૩૬૭૩ |
| મદ્રાસ–મ્હૈસુર | ૪૧૨૧૬ |
| | ૪૫૦૫૮૪ |

# જૈન વસ્તીની વર્તમાન સ્થિતિ અને તેના ઉદયનાં સાધનો.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન સ્થિતિ.

સંસાર પરિવર્તનશીલ છે. સંસારના એક એક પદાર્થ ક્ષણે ક્ષણે નવું રૂપ ધારણ કરે છે યુગયુગના સિદ્ધાંતો ને સત્યો પણ એક દ્રષ્ટિએ બદલાયા કરે છે. આજે તો સામાજીક, ધાર્મિક, રાજનૈતિક, કે ઐતિહાસિક સ્થીતિ જાણવાને માટે ઇતિહાસનાં પાનાંઓ ઉકેલવાં પડે છે. એ ઇતિહાસની નોંધો પછી ગમે તેટલી અપૂર્ણ અને અચોક્કસ હોય તોપણ તેજ આરસી ગણાય છે—જગત આખું તેમાં પૂર્ણ વિશ્વાસ રાખે છે અને તેને પ્રમાણ તરીકે સ્વીકારે છે.

પ્રાચીન કાળમાં ઇતિહાસને આટલું મહત્વ નહોતું અપાતું અને તેથીજ કદાચ તે કાળમાં આજના જેટલી મારામારી ને ધમાલ નહોતાં ૨૫૦૦ વર્ષ પહેલાં બુદ્ધ અને મહાવીરના સમય પહેલાંની ઐતિહાસિક નોંધ નથી મળતી—જો કે શાસ્ત્રોમાં કેટલીક બીનાઓ મળી આવે છે. પણ તે પરંપરાથી ચાલી આવેલી માન્યતાના આધારે લેવાએલી હોય છે. તેમાંએ વસ્તી પત્રકનો ખ્યાલ તો તદ્દન નવોજ માલુમ પડે છે. ચંદ્રગુપ્ત કે અશોક જેવા મહાન સામ્રાજ્યોનાં પણ વસ્તીપત્રક યા મનુષ્ય ગણના સંબંધી વાંચવામાં આવ્યું નથી.—એ વિચાર અંગ્રેજી રાજ્ય કાયમ થયા પછીનો છે અને તે પણ દેશ આખાની પરિસ્થીતિ જાણવાના ખાસ ઉદ્દેશથી દાખલ કરવામાં આવ્યો છે. તેમાં પણ ઇ. સ. ૧૮૭૧ સુધીમાં હિંદુ મુસલમાન ખ્રીસ્તી અને પારસી ચાર કોમના આંકડાઓ મળે છે—જૈનોને હિંદુઓમાં ભેળવી દેવામાં આવ્યા છે.

જ્યારે આ રીતે પ્રાચીન કાળના જૈનસમાજના વિશ્વાસપાત્ર આંકડાઓ નથી મળી શકતા, ત્યારે જૈન ઇતિહાસ ઉપરથી જે કાંઇ થોડી ઘણી માહીતી મળી આવી શકે છે તેનો વિચાર કરવો જરૂરી છે. જૈનઇતિહાસને માટે પણુ આપણી પાસે કોઇ ખાસ પુસ્તક તો એવું નથી તૈયાર થયું કે જેના ઉપરથી આપણે જરૂરી બીના મેળવી શકીએ, પણ પટ્ટાવળી સ્થવિરાયલી ગુર્વાવલી અને ચરિત્રો તેમજ પ્રબંધોં ઉપરથી તારવી કાઢેલી હકીકત જોવાથી કેટલીક જરૂરી માહીતીઓ મળી આવે છે.

હું ઉપર જણાવી ગયો તેમ **વરતીપત્રકની પ્રથા નવીન** છે પણ તે સાથે ઉમેરવું જોઇએ કે 'જૈન કલ્પ સૂત્ર' ના અવલોકનથી માલમ પડે છે કે તેમાં **ચરિત્ર—આચાર** ઉપરાંત વરતીપત્રકને મળતા વર્ણનો—ને આંકડાઓ મળે છે તે આજના વસ્તીપત્રકથી જરૂર જુદા છે પણ તે વખતની જરૂરી નોંધ તેમાં મળી આવે છે.

કલ્પસૂત્રમાં લખ્યા પ્રમાણે શ્રી પાર્શ્વનાથના સમયમાં—

૧,૬૪૦૦૦ શ્રાવકો જેમાં સુવ્રત સૌથી શ્રેષ્ઠ ગણાતા હતા.

૩,૨૯૦૦૦ શ્રાવિકાઓ જેમાં સુનંદા ,, ,, ગણાતા હતા.

અને શ્રી મહાવીર સ્વામીના સમયમાં—

૧,૫૯૦૦૦ શ્રાવકો } ગણાતાં હતાં.
૩,૧૮૦૦૦ શ્રાવિકાઓ }

આ આંકડામાં એક તો શ્રાવક કરતાં શ્રાવિકાઓની સંખ્યા વધારે છે તે નોંધવા જેવું છે. તેમજ આજના સમયની સાથે સરખાવતાં એટલી બધી નાની સંખ્યા હોવાનું કારણુ શું હશે તે સમજી શકાતું નથી કે પછી એમ પણુ હોઇ શકે આટલા બાર વ્રત ધારી હતા અને બીજા સામાન્ય અનુયાયીઓ હશે.

સાથે એમ પણુ જોવામાં આવે છે કે શ્રીપાર્શ્વનાથના સમયમાં કુલ મળીને ૫,૫૫,૫૦૦ શ્રાવકોની વસ્તી હતી. જ્યારે મહાવીર સ્વામીના સમયમાં ૫,૩૩,૨૦૭ની રહી હતી.

શ્રી મહાવીર સ્વામીના વખતમાં કરોડો લોકો જૈન ધર્મ પાળતા હતા. તે માન્યતા બુદ્ધિગમ્ય નથી લાગતી. હા લાખો લોકો એ મહાન તપસ્વી, ત્યાગી ને પરમ આદર્શ મહાપુરૂષના અનુયાયી હશે પણ તેની સંખ્યાનો આંકડો ન મળે ત્યાંસુધી અનુમાનથી કાંઇ કહેવું તે પ્રમાણીક

ન ગણી શકાય—શ્રીઋષભદેવથી શ્રી વર્ધમાન સુધીના સમયની જે શ્રાવક શ્રાવિકાઓની સંખ્યા મળી આવે છે તે ૭ મા પ્રકરણમાં આપી છે.

આ પછીના પ્રમાણીક આંકડાઓ મળવા મુશ્કેલ છે. પણ ૧૦૦૦ થી ૧૬૦૦ સુધી ૫૦૦—૬૦૦ વર્ષ સુધી મહાન આચાર્યોએ દેશવિદેશમાં વિચરીને જૈન ધર્મનો ઉપદેશ આપ્યો હતો અને તે મહાન પુરૂષોની સાધુતા, ઉગ્ર તપશ્ચર્યા, નિઃસ્વાર્થવૃત્તિ, તથા લોકહિત વૃત્તિ જોઇને લાખો લોકો—રજપૂતો ને વૈશ્યવો બધાએ જૈન ધર્મ ગ્રહણ કરતા હતા અનેક રાજાઓ જૈન થયાના દાખલા પણ મળી આવે છે.

શ્રીમાન રત્નપ્રભસૂરિ—જીનદત્તસૂરિ, જીનચંદ્રસૂરિ, હિરવિજયસૂરિ તથા શ્રીમદ હેમચંદ્રાચાર્ય વગેરે મહાન આચાર્યોએ અન્ય મતાવલંબીઓને જૈનો બનાવવામાં અથાગ પરિશ્રમ સેવ્યો છે.

આ ઉપરથી છુટી છવાયી જે હકીકત મળી આવે છે તેનો સાર માત્ર અહીં આપવામાં આવ્યો છે—

શ્રી રત્નપ્રભસૂરિએ ૧,૮૪૦૦૦ ઘર રજપૂતોના જૈન ધર્મી બનાવ્યાં.

શ્રી જીનદત્તસૂરિએ ૧૧૭૦ થી ૧૨૧૦ સુધીમાં ૧,૩૦૦૦૦ રજપૂતોને નવા શ્રાવક બનાવ્યા.

શ્રી શાંતિસૂરિએ ૧૧૧૧ માં ૭૦૦ કુલ પ્રતિબોધ્યા.

શ્રી જીનચંદ્રસૂરિએ ૧૨૧૪ માં સિંધ દેશના ભાટી રજપૂતોના ૫૫૦૦ ઘર જૈન બનાવ્યાં.

શ્રી હેમચંદ્રાચાર્યે ૧૨૧૧ માં ૬ લાખ મનુષ્યનો સંઘ કુમારપાળ પાસે કઢાવ્યો.

તેમજ ૭૦૦૦ ઘર શાળવીના ખંખેરાગઢથી લાવી પાટણમાં વસાવ્યા.

શ્રી હિરવિજય સૂરિએ [૧૬૪૪] સંઘ કઢાવ્યો તેમાં ૭૨ ×સંઘવીઓને ૨ લાખ જૈનો હતા.

× બીજા સંઘના દાખલાઓ નોંધવા વરતીવાળા.

આ શીવાયના આંકડા મોટા પ્રમાણમાં મળતા નથી—અને સંવત **૧૬૦૦ પછી અંદર અંદરના વિરોધને લીધે તેમજ બ્રાહ્મણ ધર્મના જોરમાં આવવાથી જૈનો બનાવવાની પ્રણાલી બંધ થઈ.**

આ ઉપરથી એટલું જરૂર કહી શકાય કે જૈન ધર્મ હજારો અને લાખો લોકોએ રજપૂતો વગેરે એ સ્વીકાર્યો છે અને ઓસવાળ વગેરે કેટલીક જાતિ રજપૂતોમાંથી થએલી છે.

પ્રાચીન કાળમાં કઇ કઈ જ્ઞાતી જૈન ધર્મ પાળતી હતી તે તપાસીએ. જેથી ઉપરના સવાલનો ખ્યાલ આવશે કે કેટલી જ્ઞાતીઓએ જૈન ધર્મ સ્વીકાર્યો હતો.

---

## પ્રકરણ ૨ જું.

### જ્ઞાતિઓની ઉત્પત્તિ અને લય.

પહેલાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચારે વર્ણો હતી અને તે પણ મૂળ તો પદવીરૂપે સ્વાભાવિક હતી. **સાધુવૃત્તિથી જીવન ગાળનાર બ્રાહ્મણ, સાહસિક અને શુરવીર** તથા રક્ષણ કરનાર **ક્ષત્રિય ગણાયા. ખેતી** વ્યાપાર કરનાર તથા **ધન સંગ્રહ** કરનાર **વૈશ્ય** ગણાયા, ઉતરતા શૂદ્ર ગણાયા.

આચરણ ઉપરથી ઉત્તમ આચરણવાળો શુદ્ર પણ બ્રાહ્મણ થાય અને **ક્રિયાહીન બ્રાહ્મણ શુદ્રથી હલકો** ગણાય આ સ્થીતિ લાંબો વખત રહી નહીં. લગ્ન સંબંધમાં જ્યારે વર્ણસંકરતા વધી પડી એટલે જ્ઞાતિઓ રચવાની જરૂર પડી. આ જ્ઞાતિઓના પણ એટલા બધા પેટા ભેદો થઈ ગયા કે તે વખતના **૨૫૦૦ વર્ષ પૂર્વે જૈનધર્મના પ્રવર્તક શ્રી મહાવીર સ્વામીએ તેમજ** બૌદ્ધ **ધર્મના** પ્રવર્તક **બુદ્ધ ભગવાને** વર્ણભેદના અનિષ્ટ બંધારણનો નિષેધ કર્યો અને એકજ સંઘની સ્થાપના કરી. જે કોઇ પોતાના સિદ્ધાંતોનો અનુયાયી થયો તે આ સંઘનો સભાસદ ગણાયો. **અને જૈન** તેમજ **બૌદ્ધ** ધર્મની **સાધુતા—ઉગ્ર તપશ્ચર્યા** તથા પ્રવર્તકોની **નિસ્વાર્થ લોકહિત વૃતિથી** લાખો લોકો આ તરફ આકર્ષાયા. **લાખો બ્રાહ્મણો ક્ષત્રિયો** અને **વૈશ્યો** પોતાના વર્ણનું હુંપદ છોડીને **આ સંઘમાં** જોડાયા.

પણ બ્રાહ્મણ ધર્મ છોડીને જ્યારે લાખો લોકો જૈન તથા બૌદ્ધ ધર્મમાં ભળવા લાગ્યા ત્યારે **બ્રાહ્મણોમાં** ડહાપણ **આવ્યું** અને પોતાના ધર્મમાં લોકોને ભેળવવવા પ્રયત્નો શરૂ કર્યા. તેમજ પાછળથી **કુમારિલ ભટ્ટાચાર્ય** અને **શંકરાચાર્યે** પ્રયાસો કરીને વાદવિવાદો કરીને બૌદ્ધ ધર્મ ઉપર વિજય મેળવ્યો અને હજારો બૌદ્ધ થઇ ગએલા લોકોને પોતાના ધર્મમાં ભેળવ્યા. **જૈનો પણ અનેક કારણોથી વૈષ્ણવ થયા હોય તે સંભવિત** છે. બ્રાહ્મણો વગેરે ખાવા ખવરાવવા અને કન્યા આપવા લેવા માટે પોતાની અનુકુળતા પ્રમાણે જથા બાંધતા ગયા તેમ વાણીઆમાં પણ જથા બંધાવા લાગ્યા, અને જ્ઞાતિઓ તરીકે ગણાયા અને જ્ઞાતિનું જન્મ સ્થાન **શ્રીમાળ** નગર ગણાય છે.

**જ્ઞાતિઓની** ઉત્પતિ.

**શ્રીમાલીઓનું** ઉત્પત્તિસ્થાન **શ્રીમાળ નગર** ગણાય છે, તેને હાલમાં **ભિન્નમાલ** કહે છે. અમદાવાદથી અજમેર જતી રેલ્વે લાઇનના પાલનપુર અને આબુરોડ સ્ટેશનથી પશ્ચિમે ચાળીસેક માઇલ ઉપર ગુજરાત અને મારવાડની સરહદ ઉપર **શ્રીમાળ** નગરના **પ્રાચીન** ખંડેરો પડયાં છે.

વિમળ પ્રબંધ અને વિમળ ચરિત્રમાં કહ્યા પ્રમાણે—

**श्रीकार स्थापना पूर्वं, श्रीमाले द्वापरान्तरैः**
**श्री श्रीमाल इति स्तंति स्थापना विहिता श्रिया ॥**

દ્વાપરયુગને અંતે **શ્રીમાળ નગરમાં શ્રીમાળી જ્ઞાતિની સ્થાપના** થઇ. એક જૈન કથા પ્રમાણે **શ્રીમાળ રાજાના નામ** ઉપરથી તેના નગરનું નામ **શ્રીમાળ નગર** પડયું છે. તેમજ ગૈ**તમ સ્વામીએ તે રાજાને** **જૈન** બનાવીને તેના નામ ઉપરથી **શ્રીમાળ**ગોત્ર સ્થાપ્યું હતું.

ગુજરાત અને કાઠીઆવાડમાં શ્રીમાલીઓની વસ્તી વિશેષ છે. **શ્રીમાળી શ્રાવકનાં ૧૩૫** ગોત્ર હોવાનું જણાય છે.

**ઓસવાલ—શ્રીમાળ** નગરથી એક જથો જુદો પડી રજપુતાનાના મધ્ય ભાગમાં આવી વસ્યો. આ નવા નગરનું નામ **ઓસ નગર** પાડયું જેને હાલ **ઓસીયા** કહે છે.

**શ્રીમહાવીર સ્વામી** પછી ૭૦ વર્ષે **શ્રીમદ્ રત્ન પ્રભસૂરિએ** ત્યાંના રાજા ઉત્પલદેવને **જૈનધર્મી** બનાવ્યો, તેની સાથે એક લાખ

ચોરાશી હજાર ક્ષત્રિયના કુટુંબ પણ જૈનધર્મી બન્યા અને ઓસવાળ કહેવાયા. હજારો રજપૂતો ઓસવાળ બન્યાના દાખલા ઘણા મળી આવે છે. શ્રીજીનદત્તસૂરિએ સં ૧૧૭૦ થી ૧૨૧૦ સુધીમાં એક લાખ ત્રીસ હજાર રજપૂતોને નવા ઓસવાળ બનાવ્યા હતા.

સં. ૧૬૦૦ પછી એ પ્રથા બંધ થવા પામી હોય તેમ જણાય છે. ઓસવાળોની વધારે વસ્તી રાજપૂતાના અને માળવામાં રહેલી છે.

પોરવાડ—

કહેવાય છે કે ઉત્પળ દેવના શ્રીમાલ નગરમાંથી ચાલ્યા જવા પછી તે શહેર ઉપર મહાન સંકટ આવી પડયું. અનેક ધાડપાડુઓ ચડી આવ્યા—આ સંકટમાંથી બચવા માટે મહાજને ચક્રવર્તિ પુરૂરવા રાજાની મદદ માગી. રાજાએ દસ હજાર બહાદુર યોદ્ધાઓને મોકલ્યા. યોદ્ધાઓ પૂર્વ દિશાની વાડીમાં ઉતર્યા અને તેઓએ શ્રીમાલનું દુઃખ દુર કર્યું—તેઓ પૂર્વ દિશાની વાડીમાં ઉતર્યા તેથી પ્રાગ—પૂર્વદિશા વાટ—વાડી=પાગવાટ=પોરવાડ નામ પડયું.

પોરવાડ અને શ્રીમાળીઓનો સંબંધ ઘણા વર્ષો સુધી ઘણો સારો હતો, પણ જેમ જેમ જ્ઞાતિઓના સંબંધ બહુજ સાંકડા થતાં ગયાં તેમ તેમ તે સંબંધ પણ એવોજ થતો ગયો.

પોરવાડમાં ત્રણ ભેદ પડયા છે—જે સોરઠમાં ગયા તે સોરઠીઆ અને કંડોળમાં વસ્યા તે કપોળ વાણીયા. મંત્રી વિમળશાહ તથા વસ્તુપાળ તેજપાળ વગેરે પોરવાડ જ્ઞાતિના થઈ ગયા છે.

પોરવાડોની વસ્તી ગુજરાતમાં ફેલાએલી છે તેમજ માળવા, આબુની આસપાસનો પ્રદેશ, મારવાડ વગેરેમાં છુટી છવાઇ છે.

સોરઠીઆ અને કપોળ વૈષ્નવ ધર્મ પાળે છે. પોરવાડમાં પણ પાછળથી કેટલાક વૈષ્નવ ધર્મમાં ભળી ગયા છે.

દસા—વીસાના ભેદ—

આ ભેદ વસ્તુપાળ—તેજપાળ કરેલ જમણવાર વખતે પડયા હતા તે ઘણા લેખ ઉપરથી સાબીત થાય છે.

મૂર્તિ ઉપરના લેખોમાં આનો લઘુશાખા—દશા અને વૃદ્ધ શાખા-વીસા એ નામથી ઉલ્લેખ કર્યો છે.

ગુજરાતની બહારના પ્રદેશોમાં આ ભેદ નથી તેથી આ વાતને ટેકો મળે છે.

પ્રતિમાઓના લેખોમાં સંવત્ ૧૪૯૫ પહેલાનાં કોઇ પણ લેખમાં લઘુશાખા અને વૃદ્ધશાખા વિશે કશું લખેલું જણાતું નથી.

દુઃખનો વિષય તો એ છે કે **નજીવા કારણથી ઉત્પન્ન થએલા આ ભેદ આજે પણ મોજુદ છે**—અને તે એવા તો રૂઢ થઇ ગયા છે કે તે નીકળવા મહા મુશ્કેલ છે. આટલું પણ ન થાય તો વધારે વિશાળતા અને ઉદારતાની વાતજ શી.

દસા—વીસા એ શ્રીમાળીના જ ભેદ છે. **ગુજરાતમાં કાઠીઆવાડમાં** દસા વીસાની વસ્તી વધારે છે. તેમ **લાડવા શ્રીમાળી** પણ શ્રીમાળીમાંથી ઉત્પન્ન થએલી એક જ્ઞાતિ છે—**લાડદેશમાં** રહેતા હોવાથી તેઓ **લાડવાશ્રીમાળી** કહેવાય છે. તેઓના નામ મૂર્તિઓના લેખોમાં બરાબર આવે છે.

અગ્રવાલ—

**અગ્રવાલ કોમની** ઉત્પત્તિ **અગ્રસેન રાજાથી** થએલી મનાય છે. અગ્રસેન જે સરહિંદમાં રાજ્ય કરતો હતો—તેની રાજધાની અગ્રહ હતું, જે આજે પંજાબમાં હિસાર જીલ્લામાં ફતેહબાદ તહેસીલમાંનું નાનું ગામડું રહ્યું છે. **અગ્રસેનના વંશજોએ હિંદુ અને જૈન ધર્મ વચ્ચે થએલી તકરારમાં ભાગ લીધો હતો** અને તેમાં તેઓએ **હિંદુઓને હરાવ્યા હતા. અગ્રહ, ૧૧૯૪ માં શાહબુદ્દિન ઘોરીએ જીતી લીધું** અને અગ્રસેનને તથા તેના વંશજોને કાઢી મૂકયા ત્યારથી તેઓએ વેપાર ધંધા શરૂ કર્યા અને **લડાયક કામ છોડી દીધું. અગ્રસેન** ઉપરથી **અગ્રવાલ** કહેવાયા.

**અગ્રવાલમાં ઘણો મોટો ભાગ વૈષ્ણવ ધર્મ માને છે**, અને કેટલાક **જૈનધર્મ માને છે** તેમાં **દિગમ્બર** વધારે **સંખ્યામાં** છે.

**ખંડેલવાલ**—જયપુર રાજ્યના **ખંડેલા ગામ** ઉપરથી ખંડેલવાળ જાતિ પડી છે—આ સિવાય વધારે વિગત મળતી નથી. **ખંડેલવાળમાં** પણ વૈષ્ણવ ધર્મ પાળનારની સંખ્યા વિશેષ છે—તેમ **દિગમ્બરો** વધારે સંખ્યામાં છે.

**પલ્લીવાલ**—રજપૂતાનામાં મારવાડનું વ્યાપારનું કેન્દ્રસ્થાન એરણુ-

પુરા સ્ટેશનથી રાણકપુર જતાં રસ્તામાં આવતા—પ્રાચીન **પલ્લીગામ** ઉપરથી **પલ્લીવાલ જ્ઞાતિનું** નામ પડ્યું છે.

**પલ્લીવાલ બ્રાહ્મણો** પણ મોટી સંખ્યામાં છે.—શ્રીમાળ નગરની પાસે આવેલું છે.

**પલ્લીવાલની સંખ્યા જોધપુર આગ્રા ને જુવાનપુરમાં** વિશેષ છે. **તેઓ પહેલાં શ્વેતાંબર મૂર્તિપૂજક ધર્મ પાળતા** હતા પણ **સાધુઓનો ઉપદેશ નહિ મળવાથી** તથા બીજા સંપ્રદાયનો સંસર્ગ મળવાથી તેઓ **દિગમ્બર અને વૈશ્નવધર્મ** પાળે છે.

**જૈસવાલ**—આઉધમાં રાયબરેલી જીલ્લામાં સાલોન વિભાગમાં **જૈસ પરગણા** ઉપરથી તેઓનું નામ **જૈસવાલ** પડ્યું છે. સંયુક્ત પ્રાંતમાં તેઓની સંખ્યા વિશેષ છે.

**શ્રીમાળ નગર બધી જ્ઞાતિઓનું** જન્મ **સ્થાન,** અને **શ્રીમાળી જ્ઞાતિ** બધી **જ્ઞાતિઓની માતા** ગણાય છે. શ્રીમાળ નગરના ભંગાણની સાથે શ્રીમાળીઓનો ફેલાવો જુદી જુદી જગ્યાએ થયો અને જે જ્યાં જઈ રહ્યા ત્યાંના જુદા જુદા જથા બનાવીને જુદું નામ ધારણ કરીને રહ્યા.

વિમળ ચરિત્રમાં વાણીયા જ્ઞાતિની ઉત્પત્તિ વિશે ઉલ્લેખ છે કે

**श्री श्रीमाली १ श्रीमाली २, उसवाल ३ पल्लीवाक ४ वघेरवाल ५ डीडु ६ खटवड ७, नारायणा, ८ हरसपुरा ९ चित्रावाल १० मेडतवाल ११, उसवाल १२ पुष्करवाल १३ खंडलेवाल १४ इति सार्द्धद्वादश ज्ञातयः ॥**

આમાં **ચિતોડમાં** જઈ રહ્યા તે **ચિત્રાવાલ, હરસોરમાં** જઈ વસ્યા તે **હરસોરા,** વગેરે નામ પડ્યાં છે.

આ ઉપરાંત મૂર્તીઓના લેખો ઉપરથી માલુમ પડે છે કે શ્રીમાળી પોરવાડ અને ઓશવાળના નામો ઉપરાંત નીચે લખેલી જ્ઞાતિના નામો વાળા લેખો પણ મળી આવે છે.

વાયડા, **ડીસાવાળ,** ગુર્જર **જ્ઞાતિ,** નાગર **જ્ઞાતિ, પલ્લીવાળ, નેમા, નરસિંગપુરા, નાગેન્દ્ર, ખડાયતા, સિંહપુરા, વાઘેલા, કપોળ, મોઢ, ખંડેલવાળ, ભાવસાર, સલાટ** વગેરે. આ ઉપરથી એ જ ખ્યાલ આવે છે કે **પૂર્વે જૈન ધર્મનો પ્રચાર કેટલો હતો અને લગભગ**

બધી જ્ઞાતિઓ જૈન ધર્મ પાળતી હતી. આ ઉપરથી એમ નથી સાબીત કરવાનું કે આ બધી જ્ઞાતિઓ સમગ્ર રીતે જૈન ધર્મ પાળતી પણ લગભગ બધી જ્ઞાતિઓમાં જૈન ધર્મના અનુયાયીઓ હતા તેમ સાબીત થાય છે.

આ બધાનો સવિસ્તર ઇતિહાસ આપવા માટે અહીં જગ્યા નહીં રોકતાં આ જ્ઞાતિઓને જૈન ધર્મ છોડવાને શું કારણો મળ્યાં તે તપાસીએ.

શરૂઆતમાં જણાવ્યું છે તેમ જ્યારે લાખો રજપૂતો અને બીજા લોકો જૈન ધર્મ સ્વીકારવા લાગ્યા ત્યારે બ્રાહ્મણ ધર્મનો પ્રચાર જોરશોરથી થવા લાગ્યો અને બની શકે તેટલાને બ્રાહ્મણ ધર્મમાં તેઓ વાળવા લાગ્યા. કુમારિલ ભટ્ટાચાર્ય અને શંકરાચાર્યે આ દિશામાં ખુબ કામ કર્યું.

બીજું. વ્યાપાર અને એવાં બીજાં કારણોથી જુદી જુદી જગ્યાએ જવું પડયું અને ત્યાં જૈન ધર્મનો પ્રચાર અધિક ન હોવાથી તથા બીજા સંજોગો ન મળવાથી તેઓ જૈન ધર્મ છોડવા લાગ્યાં..

ત્રીજું. જૈન સંઘનું જે બંધારણ હતું તે વ્યવસ્થિત ન રહ્યું અને તેથી અનેક ગચ્છો-તડો ને મતભેદોથી પણ હજારો લોકોએ જૈનધર્મ છોડી જ્યાં જ્યાં પોતાનો સ્વાર્થ જોયો ત્યાં દાખલ થયા; કારણ કે લગ્ન સબંધમાં એટલી બધી સંકુચિતતા થઇ ગઇ કે ઘણા લોકોને મુદ્દલ કુંવારા રહેવાનો જ પ્રસંગ આવી લાગ્યો.

ચોથું. પહેલાં જે જૈનધર્મનો પ્રચાર હતો તે કાયમ ન રહ્યો. સાધુ સાધ્વીઓનો સંસર્ગ અને ઉપદેશ ન રહ્યો તેમજ જૈન સંસ્કાર કાયમ ટકી ન રહેવાથી અનેક લોકોએ સગવડ પ્રમાણે ધર્મ અંગીકાર કર્યો.

ગુજરાત કાઠીઆવાડમાં ધર્મ ભાવના ટકી રહેવાનું મુખ્ય કારણ જ એ છે કે તેઓના સંસ્કાર કાયમ રહેવા પામે તેવાં બધાં સાધનો તેઓને મળી રહે છે.

પાંચમું કારણ એ છે કે કેટલાક આર્ય સમાજ જે નવો સંપ્રદાય શરૂ થયો છે તેમાં અંજાઇ જઇને આર્યસમાજી બની ગયા; જેના ઘણા દાખલાઓ આજે પણ મળી આવે છે.

આ અને આવાં અનેક કારણોથી જૈન થએલ જ્ઞાતિઓએ જૈન ધર્મનો ત્યાગ કરીને સગવડ પ્રમાણે ધર્મ ગ્રહણ કર્યો જણાય છે.

# પ્રકરણ ૩.

## વર્તમાન સ્થીતિ.

વસ્તી પત્રકના આંકડાઓ તપાસતાં જૈન સમાજ હિંદુ-મુસલ્લમાન અને ખ્રીસ્તી તેમજ નાનામાં નાની પારસી અને શીખ કોમો કરતાં તદ્દન છેલ્લા નંબરે આવે છે. આ ઓછું શોચનીય, વીચારણીય અને ભયંકર છે ? શું જૈન સમાજનો મૃત્યુ-ઘંટ વાગી રહ્યો છે એ વાક્ય ખરેખર સાચું પડવાનો સમય આવી લાગ્યો છે ?

જૈન સમાજ શ્રીમંત છે. ધાર્મીક શ્રદ્ધા, જીવદયા, ખાન-પાનમાં શુદ્ધિ અને વ્રત–તપ નિયમાદિમાં પહેલી, શુદ્ધ શાકાહારી અને બાર વ્રતને જાણવાવાળી સમાજની આ અવદશા ! આટલું અધઃપતન ! ! !

મુસલમાન કોમ, ખ્રીસ્તીઓ, બુદ્ધો, અને પારસીઓનો દિન પ્રતિ દિન વધારો જેવામાં આવે છે. પાંચે વસ્તીપત્રકોમાં કોઇ જગ્યાએ આ ચારે કોમોમાં ઘટાડો નથી દેખાતો ત્યારે જૈનોનો વાસ્તવિક વધારો જ નથી જેવાતો.

પાંચે વસ્તી પત્રકોમાં જેતાં હિંદુઓ ૧૪ ટકા વધ્યા છે, મુસલમાનો ૩૭ ટકા વધ્યા છે, ખ્રીસ્તીઓ ૬૫૫ ટકા વધ્યા છે. બુદ્ધો ૨૩૮ ટકા વધ્યા છે, પારસીઓ ૧૯ ટકા વધ્યા છે, ત્યારે જૈનો ૩ ટકા ઘટયા છે.

૧૮૮૧ થી ૧૮૯૧ આ દસ વર્ષમાં જૈનોમાં ૧૫ ટકાનો વધારો બતાવ્યો છે પણ એ બરાબર નથી, કારણકે પહેલવહેલાં જૈનોને જુદા ગણવામાં નહોતા આવ્યા અને હજારો ગામોમાં જૈનોએ હિંદુઓ તરીકે પોતાના નામ લખાવી દીધાં હતાં, એટલે મને તો તે વધારો ચોકસ વધારો નથી જણાતો અને એ પ્રમાણે ગણીએ તો ૧૬ ટકાનો ઘટાડો ઓછામાં ઓછો ગણી શકાય.

પ્રાંતવાર તપાસતાં બે ત્રણ પ્રાંતો સિવાય બધામાં ઘટાડો જ માલુમ પડે છે. બંગાળ, રજપૂતાના એજન્સી, મ્હેસુર રાજ્યમાં કાંઇક

વધારો માલુમ પડે છે. પણ જ્યાં જૈનો મોટી સંખ્યામાં રહે છે તેવા **મુંબઈ પ્રેસીડન્સી, અજમેર, મારવાડ,** વગેરે જગ્યાએ **બધા પ્રાંતોમાં ઘટાડો જોવામાં આવે છે.**

**સમાજની** નાડ તપાસવા **માટે, આંતરિક સ્થીતિ જોવા જાણવા માટે વસ્તી પત્રક એક આરસી બરોબર છે. અને તે જોવાથી સમાજનું પ્રતિબિંબ યથાસ્થિત જાણી શકાય છે, પણ** સરકારી વસ્તીપત્રકમાંથી અનુમાને આંકડાઓ મળી આવે તેથી સંતોષ માનવો ન જોઈએ.

આપણે જોઇ શકીએ છીએ કે જૈન કોમને માટે **વિશ્વાસપાત્ર આંકડા** આપણને ૧૯૨૧ ના પણ નથી મળી શકતા—મુંબઇ ઇલાકાના આંકડા જોવાથી માલુમ પડે છે **સ્થાનકવાસી** ને **ઢુંઢીઆને જુદા** ગણ્યા છે અને **આશ્ચર્ય** તો એ છે કે ૮૩૫૬૬ તો **નહિ** ગણવામાં આવેલ જૈન વસ્તીના છે. આ શું બતાવે છે.

જૈન સમાજના મુખ્ય બે ફીરકા **શ્વેતાંબર** અને **દિગમ્બર** અને શ્વેતાંબરમાં **મૂર્તીપૂજક** અને **સ્થાનકવાસી** આમ ત્રણ વિભાગના જુદા જુદા આંકડા આપણે મેળવવા જોઇએ અને જ્યારે આ આંકડાઓ વિશ્વાસપાત્ર રીતે મળે ત્યારે જ જૈન સમાજનું હાર્દ આપણે જાણી શકીએ **અને સામાજીક—સાંસારિક પરિસ્થીતિ જાણી શકીએ.**

આ માટે એક તો એ ઉપાય છે કે **ત્રણે સમાજે પોતાની જુદી જુદી ડીરેકટરી કરવી** અને તેમાં જરૂરી બધી માહીતીનો સમાવેશ કરવો. આ માટેનો પ્રયત્ન પહેલાં કરવામાં આવ્યો હતો પણ તે અધૂરો જ રહ્યો છે.

બીજું જ્યારે સરકાર તરફથી **વસ્તી પત્રક થવાનું હોય** ત્યારે **ત્રણે સમાજ તરફથી કેટલાક ઉત્સાહી ભાઈઓએ મળીને સમાજને તથા સરકારને જરૂરી માહીતીથી** જાણકાર કરવા અને તેમાં **વસ્તી પત્રક** બનાવવામાં **મદદ કરવી.** આથી વસ્તીપત્રકમાં જે ન ઇચ્છવા જેવી ભૂલો આવી જાય છે તે આવવા ન પામે.

સમાજની **પરિસ્થીતિનો** પૂરો પૂરો **ખ્યાલ** ત્યારે જ આવી શકે કે જ્યારે દરેક સમાજ **એક સ્વતંત્ર ' ડીરેકટરી કાર્યાલય '** રાખે અને

જરૂરી માહીતી એકઠી કરે ને સમાજને તેથી જાણકાર કરે—ડીરેકટરી કાર્યાલય આટલું તો કરી શકે જ—

૧ વસ્તીપત્રક, ૨ સંસ્થાઓની નોંધ, ૩ સાધુસાધ્વીની સંખ્યા, ૪ ગ્રેજ્યુએટોની નોંધ, ૫ જૈન વિદ્વાનોની સૂચી, ૬ જૈન સાહિત્યની ને સાહિત્ય પ્રકાશનની નોંધ, ૭ મરણપ્રમાણ વગેરે ૮ આજની ઔદ્યોગિક, કેળવણી વિષયક અને સાંસારિક સ્થીતિ આ અને આવાં બીજાં ઉપયોગી કામ હાથ ધરીને સમાજને જરૂરી માહીતી પુરી પાડી શકે.

**જૈન સમાજની વસ્તીનો ઘટાડો સૌથી વિશેષ છે અને તેથી ભયંકર છે. ધર્મ અને કોમ તરીકે જૈન સમાજને જીવવાનાં આ લક્ષણો નથીજ નથી. આમ ચાલ્યા કરે તો ૧૦૦ વર્ષે તો જૈન સમાજના ચૂરેચુરા થઇ જવા પામે.**

ભૂતકાળ ગમે તેટલો ઉજવળ હોય, ધર્મના સિદ્ધાંતો ગમે તેટલા ઉચ્ચ અને ઉત્તમ હોય, કોમ ગમે તેટલી પૈસાદાર ગણાતી હોય, મહાન આશ્વાસન મંદિરો હોય, અને જીવદયા પ્રતિપાળનો ઇલકાબ હોય છતાં સમાજનો દેહજ ક્ષયરોગથી પીડાતો, અને તે પણ વધતી જતી સ્થીતિમાં હોય તો તેનો ઇલાજ કર્યા વિના તે જીવી ન શકે, જીવવાને હકદાર નથી, જીવવાની ઇચ્છા છતાં જીવી શકવાની નથી.

આ ક્ષયરોગના શું કારણ છે, મૂળરોગ શું છે તે કેમ મટાવી શકાય, તે માટે શા શા ઉપાયો લેવાની જરૂર છે. તે આગલા પ્રકરણોમાં આવવાનું હોવાથી અહીં તે માટે લખવું ઉચિત ન જણાવાથી સમાજ હિતેચ્છુઓને આ દરેક કોઠાના આંકડા મનનપૂર્વક વાંચવા અને તે ઉપર વિચાર કરવા ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરૂં છું.

---

## ઇ.સ. ૧૮૮૧ થી ૧૯૨૧ સુધીની કુલ જૈન વસ્તી અને ટકા.

| | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|---|
| કુલ. | ૧૨૧૮૭૦૨ | ૧૪,૧૬,૬૩૮ | ૧૩,૧૪,૧૪૦ | ૧૨,૪૮,૧૮૨ | ૧૧,૭૮,૫૯૬ |
| ટકા. | ૪૮ | ૪૯ | ૪૫ | ૪૦ | ૩૭ |

ઉપરના આંકડાથી જોઇ શકાય છે કે દિન પ્રતિદિન જૈન સમાજમાં ભયંકર ઘટાડો થતો જાય છે.

## છેલ્લા પાંચ વસ્તી પત્રકોમાં જૈન તેમજ અજૈન કોમોની વસ્તીમાં થયેલ વધારો ઘટાડો.

| | હિંદુ | મુસલમાન | ખ્રીસ્તી | બુદ્ધો | જૈન | પારસી |
|---|---|---|---|---|---|---|
| ૧૮૮૧ થી ૧૮૯૧ | +૧૦.૧ | +૧૪.૩ | +૨૨.૬ | +૧૦૮.૬ | +૧૫.૯ | +૫.૩ |
| ૧૮૯૧ થી ૧૯૦૧ | —. ૩ | +૮.૯ | +૨૮.૦ | +૩૨.૯ | —૫.૮ | +૪.૭ |
| ૧૯૦૧ થી ૧૯૧૧ | +૫. ૦ | +૬.૭ | +૩૨.૬ | +૧૩.૧ | —૬.૪ | +૬.૩ |
| ૧૯૧૧ થી ૧૯૨૧ | —. ૪ | +૫.૧ | +૨૨.૬ | +૭.૯ | —૫.૬ | +૧.૭ |
| ૧૮૮૧ થી ૧૯૨૧ | +૧૪.૯ | +૩૭.૧ | +૧૫૫.૨ | +૨૩૮.૫ | —૩.૫ | +૧૯ .૨ |

બધી કોમો કરતાં જૈન સમાજમાં ઘટાડો જ ઘટાડો જોવાય છે. જ્યારે પારસી જેવી નાની કોમમાં અને બીજી કોમોમાં વધારો થતો આવે છે.

## છેલ્લા પાંચ વસ્તી પત્રકોમાં પ્રાંતવાર ૧૦૦૦ એ જૈન વસ્તીનું પ્રમાણ.

| | | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| | હિંદુસ્તાન | ૪૮ | ૪૯ | ૪૫ | ૪૦ | ૩૭ |
| | પ્રાંતો. | ૨૩ | ૨૨ | ૨૧ | ૧૯ | ૧૮ |
| ૧ | અજમેર-મારવાડ | ૫૨૮ | ૪૯૭ | ૪૧૮ | ૪૦૫ | ૩૭૨ |
| ૨ | આંડામાન-નિકોબાર | ... | ... | ૨૫ | ... | ... |
| ૩ | આસામ | ... | ૨ | ૩ | ૩ | ૫ |
| ૪ | બલુચિસ્તાન | ... | ... | ... | ... | ... |
| ૫ | બંગાલ | ... | ૧ | ૧ | ૧ | ૩ |
| ૬ | બિહાર ઓરીસા | ... | ૧ | ૧ | ૧ | ૧ |
| ૭ | મુંબાઇ | ૧૩૨ | ૧૨૭ | ૧૨૩ | ૧૦૮ | ૧૧૧ |
| ૮ | બર્મા | ... | ... | ... | ૧+૧ | ૧ |
| ૯ | મધ્યપ્રાંત-બિરાર | ૫૫ | ૫૨ | ૫૬ | ૫૦ | ૪૯ |
| ૧૦ | કુર્ગ | ૬ | ૭ | ૬ | ૬ | ૧૨ |
| ૧૧ | દીલ્હી } | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૦ | ૯૬ |
| ૧૨ | પંજાબ } | | | | | ૧૭ |
| ૧૩ | મદ્રાસ | ૮ | ૮ | ૭ | ૭ | ૬ |
| ૧૪ | નોર્થ વેસ્ટ પ્રોવીનસીસ | ... | ... | ... | ... | ... |
| ૧૫ | સંયુક્ત-પ્રાંત | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૬ | ૧૫ |

| | | ૧૮૮૧ | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| | દેશી રાજ્યો એજન્સીઓ | ૧૪૦ | ૧૪૦ | ૧૩૬ | ૧૧૪ | ૧૦૪ |
| ૧ | આસામ સ્ટેટ (મણીપુર) | ... | ... | ... | ૩ | ૩ |
| ૨ | બલુચીસ્તાન સ્ટેટ | ... | ... | ... | ... | ... |
| ૩ | બરોડા સ્ટેટ | ૨૧૪ | ૨૦૮ | ૨૪૭ | ૨૧૪ | ૨૦૩ |
| ૪ | બેંગાલ રાજ્યો | ૨ | ૩ | ૫ | ૭ | ૬ |
| ૫ | બિહાર ઓરીસા રાજ્યો | ... | ... | ... | ... | ૧ |
| ૬ | મુંબાઇ રાજ્યો | ૪૦૬ | ૩૯૧ | ૪૪૬ | ૩૭૫ | ૩૬૦ |
| ૭ | સેન્ટ્રલ ઇન્ડીઆ | ૫૪ | ૮૭ | ૧૩૧ | ૯૪ | ૭૪ |
| ૮ | ગ્વાલીઅર રાજ્ય | | | | | ૧૨૨ |
| ૯ | મધ્યપ્રાંતનાં રાજ્યો | ૧ | ૩ | ૫ | ૫ | ૭ |
| ૧૦ | હૈદ્રાબાદ રાજ્ય | ૮ | ૨૪ | ૧૮ | ૧૬ | ૧૫ |
| ૧૧ | કાશ્મીર સ્ટેટ | ... | ૨ | ૧ | ૧ | ૨ |
| ૧૨ | મદ્રાસ સ્ટેટ | ... | ... | ... | ... | ... |
| | કોચીન સ્ટેટ | ... | ... | ... | ૧ | ૧ |
| | ટ્રાવનકોર સ્ટેટ | ... | ... | ... | ... | ... |
| ૧૩ | માઇસોર સ્ટેટ | ૨૬ | ૨૭ | ૨૫ | ૩૦ | ૩૫ |
| ૧૪ | નોર્થ વેસ્ટ પ્રો. એજન્સી | ... | ... | ... | ... | ... |
| ૧૫ | પંજાબ સ્ટેટ | ૧૮ | ૧૪ | ૧૬ | ૧૭ | ૧૬ |
| ૧૬ | રજપુતાના એજન્સી | ૩૭૫ | ૩૩૮ | ૩૪૯ | ૩૧૬ | ૨૮૪ |
| ૧૭ | સિકીમ સ્ટેટ | ... | ... | ... | ... | ૧ |
| ૧૮ | સંયુક્ત પ્રાંત રાજ્યો | ... | ૩ | ૨ | ૪ | ૨ |

# સન ૧૯   અને ૧૯૨૧ ની પ્રાંતવાર જૈન વસ્તી.

| | | ૧૯૧૧ | ૧૯૨૧ | |
|---|---|---|---|---|
| | હિંદુસ્તાન | ૧૨૪૮૧૮૨ | ૧૧૬૯૫૯૬ | |
| ૧ | અજમેર—મારવાડ | ૨૦૩૦૮ | ૧૮૪૨૨ | |
| ૨ | આસામ | ૨૩૯૮ | ૩૫૦૩ | |
| ૩ | બંગાળ | ૬૨૦૬ | ૧૩૩૭૬ | |
| ૪ | બિહાર અને ઓરીસા | ૪૪૪૦ | ૪૬૧૦ | |
| ૫ | મુંબઇ ઇલાકો અને દેશીરાજ્યો | ૪૮૯૯૫૨ | ૪૮૧૬૫૦ | |
| ૬ | મધ્ય પ્રાંતો બિરાર | ૭૦૨૫૮ | ૬૯૭૯૪ | |
| ૭ | મદ્રાસ | ૨૬૯૯૫ | ૨૫૪૯૩ | |
| ૮ | પંજાબ—દિલ્હી | ૩૯૬૩૭ | ૪૧૩૨૧<br>૪૬૯૮ | પંજાબ<br>દિલ્હી. |
| ૯ | આગ્રા—આઉધ | ૭૫૪૨૭ | ૬૮૧૧૧ | |
| ૧૦ | બીજા પ્રાંતો | ૬૦૬ | ૧૩૫૭ | |
| ૧૧ | વડોદરા રાજ્ય | ૪૩૪૬૨ | ૪૩૨૨૩ | |
| ૧૨ | મધ્યહિંદ એજન્સી | ૮૭૪૭૧ | ૮૩૩૩૭ | |
| ૧૩ | હૈદ્રાબાદ રાજ્ય | ૨૧૦૨૬ | ૧૮૫૮૪ | |
| ૧૪ | મૈસુર રાજ્ય | ૧૭૬૩૦ | ૨૦૭૩૨ | |
| ૧૫ | પંજાબનાં દેશી રાજ્યો | ૭૧૩૮ | | |
| ૧૬ | રજપુતાના એજન્સી | ૨૩૨૩૯૭ | ૨૭૯૭૨૨ | |
| ૧૭ | બીજાઓ | ૨૮૩૭ | ૬૬૩ | |

# મુંબઇ ઇલાકામાં શ્વેતાંબર દિગમ્બરની સંખ્યા.

| | ૧૯૦૧ | ૧૯૨૧ |
|---|---|---|
| કુલ જૈનોની સંખ્યા | ૫, ૩૫, ૯૫૦ | ૪, ૮૧ ૩૪૨ |
| શ્વેતાંબર | ૬૪, ૫૩૨ | ૨, ૫૦ ૮૨૨ |
| દિગમ્બર | ૬૭, ૬૪૫ | ૧, ૪૬ ૯૫૪ |
| નાની સંખ્યા ધરાવનાર જૈનો | ૯૫૭ | |
| જ્ઞાતી તરીકે નહીં ગણવામાં આવેલ જન વસ્તી | ૪૦૨ ૮૧૬ | ૮૩ ૫૬૬ |



# સને ૧૯૨૧ની પ્રાંત વાર મુંબઈ ઇલાકાની ત્રણે ફીરકાની જૈન વસ્તી.

| પ્રાંતનું નામ. | શ્વેતાંબર. | | | | દિગંબર. | |
|---|---|---|---|---|---|---|
| | સ્થાનકવાસી, | દેરાવાસી. | ઢુંઢીયા | નહિ ઓળખાયેલી શ્વેતાંબર જનો. | દિગંબમ્ર. | નહિ ગણવામાં આવેલી જૈન વસ્તી |
| મુંબઇ ઇલાકાની કુલ જૈન વસ્તી | ૪૫,૦૫૭ | ૪૦,૦૭૬, | ૧૧૫ | ૧,૬૫,૫૭૪ | ૧,૪૬,૯૫૪ | ૮૩,૫૬૬ |
| મુંબઇ શહેરની જૈન વસ્તી | ૨૪૨ | ... | ... | ૫૧૮૭ | ૧૨૨૫ | ૧૭૨૩૦ |
| મુંબઇ શહેરન લગતાં પરાની | ૫૫ | ... | ... | ૪૮ | ૧૩ | ૧૮૭૩ |
| ઉત્તર ાવભાગ | ૨૮૯૯ | ૭૨૨ | ૬૩ | ૩૬૦૯૬ | ૫૧૬૬ | ૧૪૪૨૦ |
| મધ્ય વિભાગ | ૧૨૫ | ... | ... | ૯૬૨૭ | ૨૬૪૮૨ | ૩૧૬૦૦ |
| દક્ષિણ ાવભાગ | ... | ... | ... | ૪૮૮૯ | ૪૫૯૭૦ | ૮૯૩૫ |
| સીંધ | ... | ... | ... | ... | ... | ૧૫૩૪ |
| કાઠીઆવાડ | ૨૦,૫૦૫ | ... | ... | ૭૪૪૧૪ | ૩૭૯૩ | ૫૭૪૭ |
| કુચ્છ | ૨૦,૫૩૮ | ૩૯૩૫૪ | ... | ૧૪૮૨ | ૧ | ... |
| મહીકાંઠા એજન્સી | ૧૦ | ... | ... | ૬૯૨૧ | ૨૬૮૩ | ... |
| રેવાકાંઠા | ૩૪૧ | ... | ૫૨ | ૨૨૩૩૬ | ૧૭૩ | ૮૭૪ |
| પાલનપુર | ... | ... | ... | ૭૮૮ | ૩૭૩૭૬ | ૩ |
| સધર્ન મરાઠા કન્ટ્રી સ્ટેટસ | ... | ... | ... | ૫૬૭ | ૨૨૦૯૧ | ૧૦૫ |
| બાકીનાં બીજાં રાજ્ય | ૩૩૮ | ... | ... | ૨૨૭૭ | ૧૮૨૭ | ૭૩૦ |

કોલમ ૨-૫-૬-૭ માં ૪૯૪૨, ૧૫૪, ૫૧૫ ના સરવાળામાં ભૂલ છે.

## વડોદરા રાજ્યમાં ત્રણે ફીરકાની સંખ્યા.

| | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|
| શ્વેતાંબર | ૩૪૪૧૦ | ૩૫૪૬૦ | ૩૫૨૬૭ |
| દીગમ્બર | ૯૫૯૯ | ૪૩૮૯ | ૩૬૬૯ |
| સ્થાનકવાસી | ૪૨૮૧ | ૨૬૧૩ | ૩૫૨૪ |
| પંથ વિનાના જૈન | ... | ... | ૭૭૩ |

# વર્તમાન સ્થીતિ ( ચાલુ )

## કેળવણી.

કેળવણીને લગતા આંકડાઓ તપાસતાં માલુમ પડે છે કે શિક્ષણના ક્ષેત્રમાં બીજી કોમો કરતાં જૈનસમાજ **બીજા નંબરે પુરૂષોની કેળવણીમાં અને ચોથા નંબરે સ્ત્રીઓની કેળવણીમાં** આવે છે. (I–II) એટલા પુરતો સંતોષ આપણે કદાચ લઇ શકીએ કે બન્નેની કેળવણીમાં આપણે ધીમે ધીમે આગળ વધીએ છીએ અને **સ્ત્રીકેળવણીમાં તો આપણે સંગીન વધારો કર્યો કહી** શકાય—કેમકે ૧૮૯૧ ના વસ્તી પત્રકમાં પ્રતિહજારે **માત્ર ૯ નવ સ્ત્રીઓ** ભણેલી હતી ત્યારે ૧૯૦૧ માં બમણો વધારો થઇને **૧૮ ની** સંખ્યા આવી અને ૧૯૧૧ માં તે વધીને **૪૦ ની** સંખ્યા થઇ ત્યારે છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે **૭૬ સુધી** સંખ્યા આવી છે આશા છે કે આ વધારો પ્રતિ વર્ષ વધ્યે જાય તો તેટલા પુરતું આપણે અભિમાન જરૂર લઇ શકીએ, પણ બીજી બાજુનો વિચાર આપણને નિરાશ કરે છે કે જૈન વસ્તીના પ્રમાણમાં સેંકડે ૨૫–૨૬ ટકા જેટલોજ જૈન વર્ગ લખી વાંચી શકે છે. એટલે ૭૫ ટકા–પોણો ભાગ એટલે ૮–૮॥ લાખ જૈનો અજ્ઞાનરૂપી અંધકારમાં સડી રહ્યાં છે. નવજીવન–નવયુગ કે કર્મયુગના સાહિત્યનો તો સ્વાદ ભાગ્યેજ ૫–૮ ટકા લઇ શકતા હશે. કેટલું દયાજનક અને વિચારણીય ગણાય ? અને સ્ત્રીકેલવણીનો વધારો જોવા છતાં એકંદરે સેંકડે ચાર–પાંચ ટકા સ્ત્રીઓ લખી વાંચી જાણે છે. જે માતાઓ ઉપર ગૃહ-સંસારનો જવાબદારી ભર્યો ભાર છે. દેશના સાચા રત્નોને સેવકોને જન્મ, આપનાર માતાઓ જ્યાં અજ્ઞાનના અંધારા કુવામાં અથડાઇ રહી છે ત્યારે ભવિષ્યના ઉત્થાનને માટે આશાના ચિન્હો સરખાં પણ કયાં દેખાય છે ?

૧૯૧૧ અને ૧૯૨૧ ના કેળવણીના આંકડાઓ તપાસતાં માલુમ પડે છે કે ૧૯૧૧ માં જૈન કોમમાં ૬,૪૩, ૫૫૩ પુરૂષોમાંથી લગભગ ૪૮ ટકા ભણેલાઓ છે. એટલે ૩,૧૮,૫૮૫ પુરૂષોને લખતાં વાંચતાં આવડે છે. ૧૯૨૧ માં–૬,૧૦ ૨૭૯ પુરૂષોમાં, લગભગ ૫૦ ટકાથી.

ભણેલાઓછે એટલે ૩, ૧૨, ૪૧૬ પુરૂષોને લખતાં વાંચતાં આવડે છે. ૫ થી ૧૫ વર્ષની વયના–(૧૯૧૧ પ્રમાણે) ૧,૪૧૨૮૭ છોકરાઓમાં ૪૦, ૨૫૩ બાળકો શાળાઓમાં અભ્યાસ કરે છે એટલે ૨૮ ટકા થયા–ત્યારે ૧૯૨૧ પ્રમાણે ૫ થી ૧૫ વર્ષની વયના-૧,૫૦૮૦૯ છોકરાઓમાં ૫૨,૧૭૬ બાળકો શાળાઓમાં અભ્યાસ કરે છે, એટલે ૩૮.૬ ટકા થયા.

કન્યાઓની સંખ્યા તપાસતાં માલુમ પડે છે કે ૧૯૧૧ પ્રમાણે ૫ થી ૧૫ વર્ષની જૈનકન્યાઓની સંખ્યા ૧,૨૬,૩૧૩ છે. જેમાંથી ફક્ત ૬,૯૨૨ કન્યાઓ શાળામાં અભ્યાસ કરે છે. એટલે પાંચથી છ ટકા માત્ર કેળવણી લે છે, આ અત્યંત શોચનીય ગણાય. ૧૯૨૧ ના વસ્તી પત્રક પ્રમાણે ૫ થી ૧૫ વર્ષની કન્યાઓ ૧,૩૬,૫૬૦ માં ૧૩,૨૨૨ એટલે ૧૦ ટકા લગભગ કેળવણી લે છે. જોકે ૧૯૧૧ ના વસ્તી પત્રક કરતાં આ આંકડો ઠીક વધ્યો છે, પણ સ્ત્રી કેળવણી માટે એ અત્યંત શોચનીય છે. ( III ).

હવે આપણે મુંબઇ ઇલાકાની શાળા કોલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની છેલ્લા ૧૧ વર્ષની સંખ્યા તપાસીએ–( ટેબલ IV )

પહેલી નજરે આપણે જોઇ શકીએ છીએ કે પ્રાથમિક શાળામાં ૧૫ હજારથી ૨૧ હજાર સુધી આંકડો ગયો છે, પણ ઇ. સ. ૧૯૨૩ અને ૧૯૨૪ ના આંકડા બિલકુલ દીલગીરી ઉપજાવનારા છે. અને પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતા ૧૫-૧૬ હજાર વિદ્યાર્થીમાંથી માત્ર ૧૨-૧૩ ટકા માધ્યમિક શાળાઓમાં જાય છે અને માત્ર એક ટકો ઉચ્ચ શાળાઓમાં જાય છે–એ ખાસ ધ્યાન ખેંચનારી બાબત છે.

ચારે ટેબલના આંકડાઓ ધ્યાન પૂર્વક જોઈ જવાની હું સમાજ હિતચિંતકોને પ્રાર્થના કરૂં છું.

જૈન સમાજ વ્યાપારી સમાજ છે. શ્રીમંત કોમ છે–જૈન સમાજે તત્વજ્ઞાની અને અદ્વિતીય વિદ્વાનો આપ્યા છે. દાનવીરોની જોડી ભારતવર્ષના ઇતિહાસમાં ભાગ્યેજ મળી આવે. મસજીદો ને મંદિરો–વાવ–કુવાને તળાવો બંધાવી આપવાની પરમ ઉદારતા એ દાનવીરોજ બતાવી શકે. દુષ્કાળમાં કોઠારના કોઠાર રાજા—પ્રજા–ગરીબ–અમીરને માટે ખુલ્લા મૂકનાર એજ જગડુ જેવા દાનવીરનું

કામ છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં-રાજ્યની ધૂરા ધારણ કરવામાં પણ એ મુંજાલોને ભામાશાહ જેવાએ નામને કીર્તી અમર કરી છે. આવો ભવ્ય ભૂતકાળ જે સમાજને વારસામાં મળ્યો હોય તે ભવિષ્યને ઉજ્વળ ન બનાવી શકે તો પછી કોનો દોષ! આજની દશા-કેળવણી સબંધી સ્થીતિ વ્યાપારી સમાજને છાજતી નથીજ નથી. બાળકો કે સ્ત્રીઓ પુરૂષો કે યુવકો-એક બાળક જે સમાજમાં કેળવણીના મધુર રસ પીતું હોવું જોઇએ ત્યાં આજે કેવી શોચનીય સ્થીતિ છે-કેવો અજ્ઞાન રૂપી ગાઢ અંધકાર ફેલાઇ રહ્યો છે. પાશ્ચાત્ય કેળવણી પદ્ધતિના અનુકરણથી આપણે કશું નથી મેળવ્યું એમ કહીએ તો ખોટું નથી-અનેક સંસ્થાઓ હોવા છતાં કોઈ પણ પ્રાણવાળી સંસ્થા નથી જોવાતી-અને આજ સુધીના ફલ ઉપરથી તે જોઇ શકાય છે કે સાચા સેવકો કે કાર્યવાહકો આપણે નથી મેળવી શકયા.

સંસ્થાઓની જરૂર છેજ પણ આજે જે રીતે કામ ચાલી રહ્યું છે તે બદલાવવાની જરૂર છે—૫૦ સંસ્થાઓ કરતાં એજ આદર્શ હોય તે ઇષ્ટ છે આપણામાં એક પણ દક્ષિણા મૂર્તિ નથી થઇ શકયું-સ્વતંત્ર વિદ્યાપીઠની વાતજ કયાં—મારી તો માન્યતા છે-ચોકસ માન્યતા છે કે આપણે સ્વતંત્ર શિક્ષણની યોજના અને વિદ્યાપીઠ કર્યા સિવાય છૂટકોજ નથી-ત્યારેજ આપણે બધી સંસ્થાઓનું સંગઠન અને નિયમન કરી શકીશું-ત્યારેજ લાખો રૂપીઆનો સદ્‌ઉપયોગ થયો ગણાશે-આજે ધાર્મિક કેળવણીની કેવી બૂરી દશા છે. તે તરફ પત્તિ ધ્યાનથી જોવામાં આવે તો આપણને જણાઇ આવશે કે માધ્યમિક અને ઉચ્ચ કેળવણીમાં ધાર્મિક શિક્ષણને સ્થાન ન હોવાથી જૈન સાહિત્ય-તત્ત્વજ્ઞાનનું છાંટાભાર જ્ઞાન—પ્રાથમિક પણ આપણા યુવકોમાં નથી હોતું.

આપણી એક એક પાઠશાળા પ્રાથમિક શિક્ષણ શાળા બની શકે છે. અને તે પણ માત્ર થોડા ઘણા ફેરફારથીજ-રાત્રિશાળાને બદલે તે સવારની શાળાઓ થાય-તેમાં પ્રાથમિક શિક્ષણના પદ્ધતિસર વર્ગો ગોઠવવામાં આવે તો ધાર્મિક શિક્ષણ સાથે આપણે પ્રાથમિક શિક્ષણનો ઉકેલ લાવી શકીએ અને માધ્યમિક શિક્ષણ માટે આપણી દરેક સંસ્થા સ્વતંત્ર શાળા ખોલી શકે. મહાવીર વિદ્યાલય સ્વતંત્ર કોલેજથી શરૂ

કરી ધીરેધીરે વિદ્યાપીઠ કાયમ કરી શકે. આ રીતે આપણે શિક્ષણને વધારી શકીએ.

બીજું વ્યાપારી સમાજને વેપાર સબંધી શું શિક્ષણ મળે છે ? તે માટે પણ માધ્યમિક શિક્ષણમાંથી શરૂઆત થવી જોઇએ–હજારો યુવકો અધૂરો અભ્યાસ છોડી નોકરી માટે દોડે છે–તેઓને નથી હોતું વેપારનું જ્ઞાન કે નથી જાણુતા નામું ઠામું કે હિસાબ, તેથી એ ચાર વર્ષ અથડાવું પડે છે અને તેમાં તે પોતાની શક્તિનો વિકાસ નથી કરી શકતો.

પાંચ–પચીશ સ્કોલરશીપોથી આપણે સંગીન પરિણામ નથી લાવી શકવાના. આખી યોજનાને બળ આપવું જોઇએ. અને ગામે ગામ ને શહેરે શહેર આ યોજના ફળવતી થાય તે માટે પ્રયાસ કરવા જોઇએ.

આજે આપણે એવા દાનવીરોની, શ્રીમંતોની અને ત્યાગીઓની જરૂર છે કે જે સમાજને માટે–ભવિષ્યના બાળકો માટે અને ધર્મપ્રેમ માટે લાખોના દાન આપી અમર કીર્તિ કરે અને સાચું નામ મેળવે.

## સને ૧૯૨૧ માં પ્રતિ હજારે દરેક ધર્મોના કેળવાએલા સ્ત્રી પુરૂષોની સંખ્યા.

| | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|
| પારસી | ૭૮૯ | ૬૭૨ |
| જૈન | ૫૧૪ | ૭૬ |
| બુદ્ધ | ૪૮૪ | ૯૬ |
| ખ્રીસ્તી | ૩૦૯ | ૧૮૦ |
| બધા ધર્મો | ૧૨૨ | ૧૮ |
| હિંદુ | ૧૧૫ | ૧૪ |
| સીખ | ૯૪ | ૧૪ |
| મુસલમાન | ૮૧ | ૭ |
| ધર્મો | ૧૪ | ૧ |

## પ્રતિહજાર ( ૧૦૦૦ ) પુરૂષે ભણેલા પુરૂષોની સંખ્યા.

| | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|
| હિંદુઓ | ૮૩ | ૯૪ | ૧૦૧ | ૧૧૫ |
| સીખ | ૮૩ | ૯૮ | ૧૦૬ | ૯૪ |
| જૈન | ૪૬૨ | ૪૭૦ | ૪૮૫ | ૫ ૪ |
| પારસી | ૫૮૩ | ૭૫૬ | ૭૮૨ | ૭૮૯ |
| બાૈદ્ધ | ૪૧૧ | ૪૦૧ | ૪૦૪ | ૪૮૪ |
| મુસલમાન | ૫૪ | ૬૦ | ૬૯ | ૮૧ |
| ખ્રીસ્તીઓ | ૨૭૩ | ૨૯૧ | ૨૯૩ | ૩૦૯ |

જૈનોનો કેળવણીના ક્ષેત્રમાં બીજો નંબર આવે છે.

## પ્રતિહજારે ભણેલી સ્ત્રીઓની સંખ્યા.

| | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|
| હિંદુઓ | ૩ | ૫ | ૮ | ૧૪ |
| સીખ | ૩ | ૭ | ૧૪ | ૧૪ |
| જૈન | ૯ | ૧૮ | ૪૦ | ૭૬ |
| પારસી | ૩૯૮ | ૫૩૮ | ૬૩૭ | ૬૭૨ |
| બાૈદ્ધ | ૨૨ | ૪૨ | ૫૮ | ૯૬ |
| મુસલમાન | ૨ | ૩ | ૪ | ૭ |
| ખ્રીસ્તીઓ | ૯૭ | ૧૨૫ | ૨૨૫ | ૧૮૦ |

સ્ત્રીઓમાં જૈન સમાજનો ચોથો નંબર આવે છે પણ દરેક વસ્તી પત્રકમાં સંગીન વધારો થતો આવે છે, તે સંતોષકારક જરૂર છે.

# મુંબઈ ઇલાકાની શાળાઓ તથા કોલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની છેલ્લા ૧૧ વર્ષની સંખ્યા.

| વર્ષ | વિદ્યાર્થીઓની સંખ્યા. | | | |
|---|---|---|---|---|
| | પ્રાથમિકશાળામાં | માધ્યમિક શાળામાં. | વિશિષ્ટશાળામા. | કોલેજોમાં |
| ૧૯૧૪ | ૧૬૬૮૬ | ૨૦૯૩ | ૧૫૬ | ૧૮૭ |
| ૧૯૧૫ | ૧૭૦૬૪ | ૨૨૩૫ | ૧૫૯ | ૨૪૨ |
| ૧૯૧૬ | ૧૭૦૬૪ | ૨૩૨૩ | ૨૩૪ | ૧૯૨ |
| ૧૯૧૭ | ૨૧૬૨૩ | ૨૮૪૪ | ૨૩૩ | ૧૯૧ |
| ૧૯૧૮ | ૧૬૭૧૪ | ૨૪૫૮ | ૩૫૩ | ૨૭૯ |
| ૧૯૧૯ | ૧૮૨૯૧ | ૩૦૪૦ | ૨૧૦ | ૨૨૮ |
| ૧૯૨૦ | ૧૯૧૧૩ | ૨૮૬૧ | ૩૨૭ | ૨૪૪ |
| ૧૯૨૧ | ૧૯૫૩૨ | ૨૩૧૪ | ૨૫૯ | ૨૧૦ |
| ૧૯૨૨ | ૧૯૩૩૮ | ૨૨૫૫ | ૨૨૩ | ૨૦૧ |
| ૧૯૨૩ | ૧૬૪૯૭ | ૨૧૨૨ | ૩૭૮+ | ૧૧૧* |
| ૨૯૨૪ | ૧૫૮૯૮ | ૨૧૮૯ | ૨૩૧ | ૪૧૭ |

+ આમાં ઇજનેરી ડોકટરી અને વ્યાપારી લાઇનના વિદ્યાર્થીઓ પણ આવી જાય છે.

* આમાં માત્ર આર્ટ્સ-લાઇન નાજ વિદ્યાર્થીઓની સંખ્યા સમજવી.

# ઇ. સ. ૧૯૧૧ અને ૧૯૨૧ ના કેળવણી લેતાં સ્ત્રી પુરૂષોની ( જૈન )ની નોંધ.

| ઉમર. | સઘળાં. | | | ભણેલા. | | | નહી ભણેલા. | | | અંગ્રેજી જાણનારા. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | કુલ | રૂપ | સ્ત્રા | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ | પુરૂષ | સ્ત્રી |
| કુલ | ૧૨૪૮૧૮૨ | ૬૪૩૫૫૩ | ૬૦૪૬૨૯ | ૩૪૨૭૦૫ | ૩૧૮૫૮૫ | ૨૪૧૨૦ | ૯૦૫૪૭૭ | ૩૨૪૯૬૮ | ૫૮૦૫૦૯ | ૧૩૨૩૯ | ૧૩૦૩૦ | ૨૦૯ |
| ૦—૧૦ | ૨૯૩૭૧૪ | ૧૪૭૪૧૪ | ૧૪૬૩૦૦ | ૧૦૮૫૨ | ૮૬૧૦ | ૨૨૪૨ | ૨૮૨૮૬૨ | ૧૩૮૮૦૪ | ૧૪૪૦૫૮ | ૬૯ | ૫૪ | ૧૫ |
| ૧૦–૧૫ | ૧૨૫૩૫૪ | ૬૯૧૨૯ | ૫૬૨૨૫ | ૩૬૩૨૩ | ૩૧૬૪૩ | ૪૬૮૦ | ૮૯૦૩૧ | ૩૭૪૮૬ | ૫૧૫૪૫ | ૧૬૧૨ | ૧૫૭૩ | ૩૯ |
| ૧૫–૨૦ | ૧૦૮૧૨૫ | ૫૮૯૭૬ | ૪૯૧૪૯ | ૪૧૪૩૭ | ૩૭૬૨૨ | ૩૮૧૫ | ૬૬૬૮૮ | ૨૧૩૫૪ | ૪૫૩૩૪ | ૨૯૩૯ | ૨૯૦૧ | ૩૮ |
| ૨૦ થીં ઉપર | ૭૨૦૯૮૯ | ૩૬૮૦૩૪ | ૩૫૨૯૫૫ | ૨૫૪૦૯૩ | ૨૪૦૭૧૦ | ૧૩૩૮૩ | ૪૬૬૮૯૬ | ૧૨૭૩૨૪ | ૩૩૯૫૭૨ | ૮૬૧૯ | ૮૫૦૨ | ૧૧૭ |
| ઉમર | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ | પુરૂષ | સ્ત્રી |
| કુલ | ૧૧૭૮૫૯૬ | ૬૧૦૨૭૯ | ૫૬૮૩૧૭ | ૩૫૬૮૭૯ | ૩૧૩૪૧૬ | ૪૩૪૬૩ | ૮૨૧૭૧૭ | ૨૯૬૮૬૩ | ૫૨૪૮૫૪ | ૨૩૪૪૦ | ૨૨૫૫૭ | ૮૮૩ |
| ૦—૧૦ | ૨૭૯૭૪૮ | ૧૪૦૭૫૨ | ૧૩૮૯૯૬ | ૧૬૮૪૦ | ૧૨૮૦૩ | ૪૦૩૭ | ૨૬૨૯૦૮ | ૧૨૭૯૪૯ | ૧૩૪૯૫૯ | ૨૯૦ | ૨૫૮ | ૩૨ |
| ૧૦–૧૫ | ૧૩૮, ૬૯૬ | ૭૫૨૪૧ | ૬૩૪૫૫ | ૪૮૫૫૮ | ૩૯૩૭૩ | ૯૧૮૫ | ૯૦૧૩૮ | ૩૫૮૬૮ | ૫૪૨૭૦ | ૩૪૭૬ | ૩૩૧૮ | ૧૫૮ |
| ૧૫–૨૦ | ૯૭, ૧૪૬ | ૫૨૧૦૦ | ૪૫૦૪૬ | ૪૨૬૪૬ | ૩૫૫૫૫ | ૭૦૯૧ | ૫૪૫૦૦ | ૧૬૫૪૫ | ૩૭૯૫૫ | ૪૮૯૬ | ૪૭૨૩ | ૧૭૩ |
| ૨૦ થી ઉપર | ૬,૬૩,૦૦૬ | ૩૪૨૧૮૬ | ૩૨૦,૮૨૦ | ૨૪૮, ૮૩૫ | ૨૨૫૬૮૫ | ૨૩૧૫૦ | ૪૨૪૧૭૧ | ૧૧૬, ૫૦૧ | ૨૯૭૬૭૦ | ૧૪૭૭૮ | ૧૪૨૫૮ | ૫૨૦ |

# વર્તમાન સ્થીતિ ( ચાલુ ).

## વ્યાપારિક સ્થીતિ.

આજે જેમ દરેક સવારે ડબાના ડબા ભરાઈને કાઠીઆવાડ કે ગુજરાતના યુવકો માત્ર રોટલા માટેજ પોતાનું વતન–મા બાપ અને તંદુરસ્તી છોડીને મુંબઇ–કલકત્તા કે મદ્રાસ જેવા મોટા નરકખાનામાં હજારોની સંખ્યામાં જાય છે—જવાની ફરજ પડે છે, તેમ પહેલાં નહોતું. પહેલાના વખતમાં આટલી જીવનની હાડમારી નહોતી. ધંધા નાશ પામ્યા નહોતા અને સુખ દુઃખ કહી નહોતું. દેશના હવાપાણી અને ખોરાક તો આજે ભાગ્યશાળીજ ખાઇ શકે છે. અને પરદેશમાં વેપાર માટે સાહસથી જનારા થોડાજ હોય છે. પહેલાના જમાનામાં આમ નહોતું. દેશમાં ધંધા ચાલુ હતા. તેમાંથી ગુજરાન તો મેળવતા પણ સારામાં સારૂં પેદા કરી ધર્મકાર્યોમાં ખરચ કરતા અને વેપારને વધારે વિશાળ બનાવવા સાહસથી પરદેશ–ગોવા–દીવ–કોચીન કે ભારત વર્ષની બહાર ઇરાન, જાવા, ચીન, પણ જતા અને ત્યાંથી લક્ષ્મી લાવતા અને પોતાની સાથે બીજા યુવકોને પણ લઈ જઇ તાલીમ આપતા.

સત્તરમા સૈકાનું એક ઐતિહાસિક વૃત્તાંત આ વાતની સાક્ષી પૂરે છે. ગોવા એ એ વખતે ભારતવર્ષનું વ્યાપારને માટે કેન્દ્રસ્થાન હતું. આ શહેર પોર્ટુગીજ લોકોનું હતું, પણ આ ગામમાં ખંભાતના વાણીયા ( જૈનો ) ની સારામાં સારી વસ્તી હતી અને તેઓ એટલા બધા ધનાઢય હતા કે ગોવાબંદરે ચાલતો વેપાર મ્હોટા ભાગે તેમનાજ હાથમાં હતો. તેઓ મુખ્યત્વે રેશમ–સાટીન તથા ઝવેરાતનો વેપાર કરતા હતા.

યુરોપીયન મુસાફર લિન્સોટેન પોતાના ભ્રમણ વૃતાંતમાં લખે છે કે "બીજા એક રાજપથમાં ખંભાતના વાણીઆઓ ( જૈનો ) વાસ કરે છે. તેઓ ખંભાતમાં ઉત્પન્ન થતી દરેક પ્રકારની વેચવાની વસ્તુઓ અને ઝવેરાત વેચે છે. તેઓ હીરા, મોતી ને છીપમાં છિદ્ર કરવામાં વધારે નિપુણ છે." આ ઉપરાંત એમ પણ લખે છે કે "ગુજરાતી વાણિયાઓ ખંભાતના રહેવાસી છે. તેઓ ખાસ કરીને વ્યાપારને માટે ગોવા–દીવ–ચીઉન–કોચીન અને ભારત વર્ષનાં અન્યાન્ય

સ્થાનોમાં વાસ કરે છે. અનાજ, સુતરાઉ કાપડ, ચોખા અને બીજી વસ્તુઓ તેમાં વિશેષે કરીને ઝવેરાતનો વ્યાપાર તેઓ કરે છે.... ...........વળી તેઓ કોઇપણ જીવનું માંસ ખાતા નથી......એઓ માંખ અને જૂ ને પણ મારતા નથી......એઓ શલગમ ( કંદમૂળ વિશેષ ) ડુંગળી, લસણ વગેરેને પણ ગ્રહણ કરતા નથી......" આ જૈન સમાજની વ્યાપારી સ્થીતિ જાણવાને પુરતું છે. આજે પણ બીજા સમાજોના કરતાં **જૈન સમાજ વ્યાપારી ક્ષેત્રમાં ઉચ્ચ દરજ્જો** ભોગવે છે.

રા. રા. રણજીતરાવ વાવાભાઇનો જૈનો માટેનો મત એ હતો કે " **ભૂતકાળમાંજ જૈનો ગુજરાતના અગ્રગણ્ય નાગરિકો હતા.** અને હવે નથી એવું કોનાથી કહી શકાશે. ? **અમદાવાદ શહેરમાં વધતા જતા મીલ ઉદ્યોગમાં, સુરત મુંબાઇના ઝવેરાતના વેપારમાં** અને ન્હાનાં ન્હાનાં ગામડાઓમાં પણ **જૈનોને મોખરે રહેતા કોણે નથીજોયા !** આધુનિક ગુજરાતમાં વેપાર અને ઉદ્યોગદ્વારા પૈસો પેદા કરનાર વર્ગમાં **જૈનો** પણ આગળ પડયા છે. જૈનો **ધનાઢય** હોવાથી, **વેપારી હોવાથી,** અને ઘણા સાંસારિક બંધનોથી મુક્ત હોવાથી સામાન્ય કહેવત થઇ પડી છે કે **સરસ્વતીનું** બ્રાહ્મણોને ઘેર **પીઅર** છે અને જૈનોને ત્યાં સાસરૂં-"

આ વિચારો જૈન **સમાજને** માટે ગૌરવયુક્ત છે. **વેપારી સમાજમાં** જૈનોની **સારી** પ્રતિષ્ઠા છે. અને આ ગુજરાત માટે છે એમ નહિ પણ **બહારના દેશોમાં** પણ **જૈનો પહોંચ્યા** છે. અને **વ્યાપારને જમાવતા** જાય છે. **અરબસ્તાન કે પારિસ, આફ્રિકા કે જર્મની** સુધી પણ તેઓએ પોતાના હાથ ફેલાવ્યા છે અને તેઓ વેપારનું ક્ષેત્ર વધારતા જાય છે.

**કર્નલ ટાડ તો રાજસ્થાનમાં ત્યાં સુધી કહ્યું છે કે જૈન લોકોના હાથમાંથી હિંદનું અડધુ નાણું પસાર થાય છે.**

મુંબઇ ઇલાકાના જૈનોની ૧૯૧૧ ની ઔદ્યોગિક સ્થિતિ વિશેના આંકડા મળી આવવાથી નીચે પ્રમાણે આપું છું.

| | ખરેખરા કામ કરનાર | આશ્રિત | ગુજરાન માટે કામ કરનાર | વધારાનેમાટે કામ કરનાર |
|---|---|---|---|---|
| પુરૂષ | ૧૯૫૯૨ | ૧૧૦૭૨ | ૧૦૨૫૬ | ૩૭૮ |
| સ્ત્રી | ૯૮૩ | ૨૨૧૪૬ | ૯૬૬ | ૩૨ |

| | માનવંતા ધંધા કરનાર | વેપારી | રાજ વહીવટ કરનાર | | વકીલ ડાકટર |
|---|---|---|---|---|---|
| પુરૂષ | ૨૩૭ | ૧૩૭૬૩ | ૨૧૮ | | ૩૦૬ |
| સ્ત્રી | — | ૮૭૫ | ૧ | | ૧૪ |
| | | કોન્ટ્રાકટર | મજુર | ભીખારી | ગુન્હેગાર |
| પુરૂષ | | ૧૦૯૬ | ૭૧ | ૬૪ | ૭૨ |
| સ્ત્રી | | ૯ | ૫૧ | — | — |

આથી વેપારી સ્થીતિ જાણી શકાય કે ખરેખરા કામ કરનાર, **વેપારી,** કોન્ટ્રાકટર તથા ગુજરાન માટે માટે કામ કરનારની સંખ્યા ઘણી વધારે છે, ત્યારે મજુર ભિખારી અને ગુન્હેગારની સંખ્યા નજીવી છે.

આ સાથે એક વાત વિચારવા જેવી છે કે આજે વ્યાપાર—સાચો વ્યાપાર નથી રહ્યો. શેર બજાર સટ્ટાબજાર અને દરેક જાતની આડત —કમીશન કે દલાલીના વેપાર હિંદમાં રહ્યા છે—તેથી વેપારી સમાજને અને હીંદને ભારે નુકશાન પહોંચ્યું છે. અળશી એરંડા—સોનું ચાંદી, રૂ, સુતર, ખાંડ અને એવી દરેક ચીજમાં આજે સટ્ટો વધી પડયો છે—હજારો ઉગતા યુવાનોને આનો ચડસ લાગ્યો છે. અને તેથી ભવિષ્યમાં નુકશાન છે. સૌને બાવા બનાવીને હજારની આંતરડી કકળાવીને માલદાર બનવાના આ ઢંગ ન્યાયી ન ગણી શકાય—અને ભવિષ્યની પ્રજા પણ આથી સાચું મહેનતનું કામ કરવાની શક્તિ વિનાની, મોજશોખી અને ઉડાઉ બની જાય છે. અને કયે વખતે શું થશે તે વિશે શંકા રહે છે. એટલે **સાચા જૈને** આ **સટ્ટાનો વેપાર ન કરવા પ્રતિજ્ઞા લેવી જોઈએ.**

હજારો યુવકો જે દિવસે દિવસે આ કામમાં ફસાતા જાય છે, પોતાની જીંદગી બગાડી રહ્યા છે તે ત્યારેજ છૂટશે જ્યારે સટ્ટાનો વેપાર મોટા ગણાતા લોકો **ધર્મ સમજીને છોડી દેશે.**

હવે તો **ઔદ્યોગિક** વેપાર માટે આપણે કાંઇક કરવું જોઇએ અને **સાથે સાથે જુના ધંધાને આપણે વ્યવસ્થિત રીતે શરૂ કરવા જોઇએ.** જૂના ધંધાઓમાં જે બરકત અને સરવાળે લાભ છે તે સટ્ટા કે દલાલીના વેપારમાં—કે કમીશનના વેપારમાં નથી—ખરેખરી શક્તિ તેમાંજ કેળવાય છે, અને વેપારી બુદ્ધિવાળો માણસ પોતાની બુદ્ધિનો સાચો ઉપયોગ અહીંજ કરી શકે છે.

એટલું ખરૂં કે જ્યારે એ ચોપડી પણ નહિ ભણેલો-યા જેને ઘોળા ઉપર કાળું કરતાં-પોતાની સહી કરતાં પણ ન આવડે તેવા માણસને લખપતિ થએલ જોઇને એઘડી એમ થઈ જાય કે ભણી ગણીને શું કરવાના હતા, પણ એ ખ્યાલ ખોટો છે. હજારે કે લાખે ભાગ્યવશ કોઇ એમ લખપતિ થાય એટલે બધા તેમ થઇ જશે તે માનવું ભૂલભરેલું છે. કેળવાએલો માણસ અને વ્યાપારી લાઇનનો અભ્યાસ કર્યો હોય તેવો માણસ **પ્રમાણિક રીતે** પોતાનો વેપાર જમાવી શકે, અને તેમાં પોતે શાંતિથી સારામાં સારી કમાણી કરી શકે.

જૈન યુવકોની આજે એ સ્થીતિ છે કે નોકરી સિવાય તેઓને મહેનતનો ધંધો કરવો કે કોઇ ઔદ્યોગિક કામ શીખવું પસંદ નથી, પણ તે સિવાય આપણો ઉદ્ધારજ નથી.

## વર્તમાન સ્થીતિ ( ચાલુ )

### શહેરી જીવન ને ગ્રામ્ય જીવન.

હિંદુસ્તાનમાં ૨૩૧૬ શહેરો અને ૬,૮૫,૬૬૫ ગામડાંઓ છે. **જૈન વસ્તીમાં ૩,૯૯૩૦૭ સ્ત્રી પુરૂષો માત્ર શહેરોમાં** વસે છે. ત્યારે લગભગ **બમણી વસ્તી ૭,૭૯૨૮૯** ગામડાઓમાં રહે છે. ૨૩૧૬ શહેરોમાં—મોટા મોટા પહેલા દરજ્જાના શહેરો સિવાય બીજા નાના શહેરોમાં જૈન વસ્તી બહુ ઓછી છે-**૪૫-૫૦ શહેરમાં હજાર ઉપર વસ્તી** છે, બાકી ૫૦-૬૦ શહેરોમા ૫૦૦ થી ઓછી વસ્તી છે.

મુંબઇ ઇલાકો, દેશીરાજ્યો, રજપૂતાના, પંજાબ, અને અજમેર મારવાડમાં ગામડાંઓમાં વસ્તી વધારે પ્રમાણમાં છે.

ઘણાઓનું ધારવું એમ હશે કે જૈન કોમ શહેરોમાંજ વધારે છે, ગામડાંઓમાં બહુ ઓછી હશે તે ખ્યાલ ખોટો છે. એટલું ખરૂં કે જેમ ગામડામાં વેપાર ધંધો પડી ભાંગે છે, કુટુંબનું એકાદ માણસ કોઇ શહેરમાં નોકરી યા કામકાજ કરવા જાય છે, બાળકોને કેળવણી ગામડામાં પુરી અપાતી નથી યા છોકરાં વરાવવાં હોય છે—આવાં કેટલાંક કારણોથી

ધીમે ધીમે જૈન કુટુંબો પણ ગામડામાંથી શહેરોમાં આવતાં જાય છે. દર વર્ષે આ વધ્યેજ જાય છે. એ સમાજને માટે હિતકર નથી—એટલા માટે હિતકર નથી કે ગામડામાંથી ખેતી અને મહેનતનું કામ તેમજ ખરો વેપાર છોડીને નોકરી કે ગુજરાન પુરતું મેળવવા—રોટલા માટેજ શહેરોમાં આવી પડેલાં કુટુંબો શહેરના જીવનથી અને અનેક જાતની પીડાથી દુઃખી થાય છે, અને છેવટે બીમારીના ભોગ થઇ પડે છે.

ગ્રામ્ય જીવનમાં જે સુખને સંતોષ છે, તે શહેરી જીવનમાં નથીજ. જોકે આજે ગામડાં પણ સુખ અને સંતોષના ભવનને બદલે અવ્યવસ્થિત, ગંદાને અનેક જાતની અગવડતાવાળાં અને વેપારના કસ વિનાના થતાં જાય છે. છતાં છેવટે એજ જીવન પસંદ કરવા જેવું અને ઇષ્ટ છે.

શહેરો અને ગામડાંઓમાં રહેતી જૈન વસ્તીનું તેમજ મોટાં મોટાં શહેરોમાંની જૈન વસ્તીનું પ્રમાણ બતાવતાં બે ટેબલો આ સાથે જોડવામાં આવ્યાં છે, તે વાંચી જવા વિનંતી છે.

——— o ———

# ઈ. સ. ૧૯૨૧ માં શહેર અને ગામડાંઓમાં રહેતી વસ્તી.

| પ્રાંતોના નામ | કુલ વસ્તી | શહેરો | શહેરોમાં વસ્તી | ગામડાંઓ | ગામડાંઓ-માં વસ્તી |
|---|---|---|---|---|---|
| અજમેર-મારવાડ | ૧૮,૪૨૨ | ૫ | ૬૨૬૩ | ૭૪૬ | ૧૨,૧૫૯ |
| આસામ | ૩,૩૯૭ | ૨૮ | ૧૧૬૩ | ૩૦૯૫૭ | ૨૨૩૪ |
| બલુચિસ્તાન | ૧૭ | ૬ | ૯ | ૧૪૯૫ | ૮ |
| બંગાલ | ૧૨,૮૬૩ | ૧૩૦ | ૮૩૫૮ | ૮૪૦૮૧ | ૪૫૦૫ |
| બિહાર-ઓરિસા | ૪,૩૧૧ | ૭૫ | ૧૩૪૪ | ૮૪૮૧૪ | ૩૦૬૭ |
| બોમ્બેપ્રેસીડન્સી | ૨,૧૪,૭૦૯ | ૨૦૩ | ૮૯૯૩૩ | ૨૬૫૨૮ | ૧૨૪૭૭૬ |
| બર્મા | ૧,૧૩૫ | ૭૯ | ૬૯૦ | ૩૫૦૦૫ | ૪૪૫ |
| મધ્યપ્રાંત-બીરાર | ૬૮,૨૮૬ | ૧૧૩ | ૨૦૨૬૦ | ૩૯૦૨૪ | ૪૮૦૨૬ |
| કુર્ગ | ૨૦૨ | ૨ | ૪૧ | ૩૭૭ | ૧૬૧ |
| દિલ્હી | ૪૬૯૮ | ૧ | ૩૮૬૦ | ૩૧૪ | ૮૩૬ |
| મદ્રાસ | ૨૫,૪૯૩ | ૩૧૬ | ૪૧૮૧ | ૫૨૧૯૮ | ૨૧૩૧૨ |
| નોર્થ-વેસ્ટ ફ્રન્ટીઅર | ૩ | ૧૯ | ૩ | ૩૩૫૬ | — |
| પંજાબ | ૩૪,૪૩૨ | ૧૪૬ | ૧૮૨૬૦ | ૩૪૧૧૯ | ૧૬૧૭૨ |
| સંયુક્ત પ્રાંત | ૬૧૧,૮૮૭ | ૪૩૫ | ૨૬૯૬૭ | ૧૦૪૩૪૭ | ૪૦૯૨૦ |
| **દેશી રાજ્યો.** | | | | | |
| આસામ રાજ્ય | ૧૦૬ | ૧ | ૮૧ | ૧૩૧૮ | ૨૫ |
| બરોડા રાજ્ય | ૪૩૨૨૩ | ૪૭ | ૧૭૫૩૩ | ૨૯૦૨ | ૨૫૬૯૦ |
| બંગાલ રાજ્યો | ૫૦૬ | ૫ | ૩૦૮ | ૪૫૪૪ | ૧૯૮ |
| બિહાર-ઓરસા રાજ્યો | ૨૯૯ | ૬ | ૧૫ | ૧૯૪૨૫ | ૨૮૪ |
| મુંબઇ રાજ્યો | ૨,૬૬,૯૪૧ | ૧૩૬ | ૮૧૭૬૦ | ૧૫૨૨૮ | ૧૮૫૧૮૧ |
| મધ્ય હિંદ એજન્સી | ૪૪,૪૩૧ | ૫૧ | ૧૩૮૦૯ | ૨૧૭૯૦ | ૩૦૬૨૨ |
| મધ્ય પ્રાંત રાજ્યો | ૧,૫૦૮ | ૭ | ૬૯૯ | ૮૫૫૨ | ૮૦૯ |
| ગ્વાલીયર રાજ્ય | ૩૮,૯૦૬ | ૨૭ | ૯૭૪૧ | ૧૦૫૦૭ | ૨૯૧૬૫ |
| હૈદ્રાબાદ રાજ્ય | ૧૮૫૮૪ | ૮૯ | ૪૯૭૨ | ૨૧૨૨૩ | ૧૩૬૧૨ |
| કાશ્મીર રાજ્ય | ૫૨૯ | ૩૭ | ૫૨૬ | ૮૯૧૫ | ૩ |
| મદ્રાસ રાજ્યો | ૧૩૪ | ૪૮ | ૧૩૪ | ૪૬૮૦ | — |
| મૈસુર રાજ્ય | ૨૦,૭૩૨ | ૧૦૫ | ૬૪૩૮ | ૧૬૫૬૮ | ૧૪૨૯૪ |
| પંજાબ રાજ્યો | ૬૮૮૯ | ૪૦ | ૩૧૯૯ | ૧૧૧૦૩ | ૩૬૯૦ |
| રજપૂતાના એજન્સી | ૨૭૯,૭૨૨ | ૧૪૨ | ૭૮૪૪૭ | ૩૨૪૧૨ | ૨૦૧૨૭૫ |
| સિકીમ રાજ્ય | ૭ | — | — | ૪૦૭ | — |
| સંયુક્ત પ્રાંતના રાજ્યો | ૨૨૪ | ૧૧ | ૩૧૧ | ૫૩૭૭ | — |

# મોટાં શહેરોમાં જૈન વસ્તી.

| | શહેરો | પુરૂષો | સ્ત્રીઓ | | શહેરો | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | અજમેર | ૧૬૨૩ | ૧૩૬૮ | ૩૧ | મીરટ | ૭૩૭ | ૬૨૪ |
| ૨ | બીઆવર | ૧૩૮૫ | ૧૧૭૮ | ૩૨ | સહરાનપુર | ૭૩૨ | ૬૨૦ |
| ૩ | કલકત્તા | ૩૯૧૭ | ૧૬૦૭ | ૩૩ | ફીરોઝાબાદ | ૩૬૮ | ૩૪૯ |
| ૪ | અમદાવાદ | ૯૨૨૧ | ૮૦૯૧ | ૩૪ | મુઝફ્ફરનગર | ૪૦૪ | ૩૦૯ |
| ૫ | મુંબઇ | ૧૭,૫૮૭ | ૬૨૯૭ | ૩૫ | બરોડા | ૧૨૪૨ | ૧૦૫૪ |
| ૬ | કરાંચી | ૬૩૫ | ૪૮૩ | ૩૬ | પાટણ | ૧૪૨૭ | ૧૬૦૮ |
| ૭ | પૂના | ૧૯૫૦ | ૧૧૮૯ | ૩૭ | ભાવનગર | ૨૫૬૭ | ૨૫૫૧ |
| ૮ | સોલાપુર | ૭૭૮ | ૫૩૮ | ૩૮ | કોલ્હાપુર | ૧૦૦૭ | ૭૬૪ |
| ૯ | સુરત | ૨૦૮૨ | ૧૮૦૬ | ૩૯ | ખંભાત | ૧૨૧૦ | ૧૨૯૩ |
| ૧૦ | હુબળી | ૭૬૭ | ૫૧૪ | ૪૦ | ધોરાજી | ૬૪૫ | ૬૯૭ |
| ૧૧ | અહમદનગર | ૬૯૫ | ૬૩૮ | ૪૧ | જામનગર | ૧૬૭૫ | ૧૭૭૫ |
| ૧૨ | ભરૂચ | ૩૯૫ | ૩૩૧ | ૪૨ | જુનાગઢ | ૬૧૦ | ૬૩૩ |
| ૧૩ | ગધડા | ૩૩૬ | ૧૩૮ | ૪૩ | માંડવી | ૮૮૯ | ૧૧૧૧ |
| ૧૪ | ધુલીયા | ૩૯૩ | ૩૨૪ | ૪૪ | પોરબંદર | ૫૨૧ | ૫૬૭ |
| ૧૫ | વીરમગામ | ૧૨૫૩ | ૧૧૮૪ | ૪૫ | રાજકોટ | ૧૯૫૮ | ૧૯૨૩ |
| ૧૬ | રંગુન | ૩૧૦ | ૧૬૨ | ૪૬ | સાંગળી | ૭૨૬ | ૫૩૦ |
| ૧૭ | જબલપુર | ૮૧૫ | ૬૭૧ | ૪૭ | રતલામ | ૧૬૦૦ | ૧૫૦૫ |
| ૧૮ | નાગપુર | ૪૯૯ | ૪૩૦ | ૪૮ | ઇંદોર | ૧૬૬૦ | ૧૨૦૮ |
| ૧૯ | સાગર | ૬૦૮ | ૫૫૨ | ૪૯ | લશ્કર | ૫૯૭ | ૫૦૦ |
| ૨૦ | દીલ્હી | ૨૧૮૮ | ૧૬૭૪ | ૫૦ | ઉજ્જૈન | ૫૬૬ | ૪૨૬ |
| ૨૧ | મદ્રાસ | ૭૯૩ | ૨૮૦ | ૫૧ | હૈદ્રાબાદ | ૬૮૫ | ૫૫૩ |
| ૨૨ | મદુરા | ૭૮૨ | ૨૭૫ | ૫૨ | બંગલોર | ૬૮૭ | ૨૫૫ |
| ૨૩ | અમ્રતસર | ૪૩૩ | ૩૦૫ | ૫૩ | મ્હેસુર | ૪૦૬ | ૨૮૭ |
| ૨૪ | લાહોર | ૨૮૫ | ૧૮૯ | ૫૪ | જૈપુર | ૩૨૯૪ | ૨૯૭૫ |
| ૨૫ | રાવળપીંડી | ૪૯૯ | ૪૧૭ | ૫૫ | બીકાનેર | ૨૩૮૩ | ૨૯૭૫ |
| ૨૬ | અંબાલા | ૬૧૭ | ૪૬૬ | ૫૬ | જોધપુર | ૨૧૨૪ | ૨૦૩૭ |
| ૨૭ | સીયાલકોટ | ૭૯૫ | ૬૭૭ | ૫૭ | ઉદેપુર | ૨૨૧૫ | ૨૦૫૩ |
| ૨૮ | ગુજરાનવાળા | ૩૫૭ | ૩૨૬ | ૫૮ | કોટા | ૪૯૮ | ૪૨૮ |
| ૨૯ | રોહતક | ૫૭૦ | ૪૯૯ | | | | |
| ૩૦ | આગ્રા | ૧૬૦૩ | ૯૫૫ | | | | |

# મરણ પ્રમાણ—તેને દુર કરવાના ઉપાયો.

## પ્રકરણ ૪

**જૈન સમાજનું મરણ પ્રમાણ ભયંકર છે.**—આખા હિંદુસ્તાનના તો આંકડા મળવા મુશ્કેલ છે પણ મુંબઈ શહેરના આંકડા મળ્યા છે તે આ સાથે જણાવ્યા છે. તેમાંપણ ૧૯૧૫-૧૯૧૭-૧૯૧૮-૧૯૧૯ ના આંકડાઓ નથી મળી શકયા. સાલવાર મરણની સંખ્યાનો સરવાળો તપાસતાં-૧૯૧૧ થી ૧૯૨૦ ના આંકડાઓ કરતાં છેલ્લાં ચાર વર્ષમાં મરણની સંખ્યા ઠીક ઓછી થઇ છે—( પત્રક अ ) ચાર કોમ—જૈન બ્રાહ્મણ પારસી અને મુસલમાનના પ્રમાણમાં પહેલાનાં વર્ષોમાં ૭૦-૬૯ ને ૬૫ ટકા **પ્રમાણ** અને તે સૌથી વધારે આવતું, ત્યારે છેલ્લા ચાર વર્ષમાં મુસલમાનથી પછી બીજા નંબરે આવે છે ( પત્રક ब ). છેલ્લા વર્ષોમાં ૩૨-૩૪ ને ૨૯ ટકા મરણ પ્રમાણ છે. તેમજ છેલ્લા ચાર વર્ષોમાં બધી કોમની સાથે જૈન **સમાજની વસ્તી પણ મુંબઇમાં વધી છે.** ૧૯૨૦માં જે **૨૦૪૬૦** હતી તે ૧૯૨૪ માં ૨૪૯૯૫ થઇ છે. ( क ) મુંબઇ મ્યુનીસીપાલીટીના તંદુરસ્તી ખાતાના ઉપરી બાળકોના મરણ પ્રમાણ માટે લખે છે કે—તેના પ્રમાણિક આંકડાંઓ મળી શકતા નથી, કારણ કે ઘણા જૈનો સ્ત્રીઓની સુવાવડ દેશમાં કરતા હોવાથી જન્મ અહીં નોંધાતા નથી અને મરણ નોંધાય છે. તેથી પ્રમાણ મળી શકતું નથી—પણ સન ૧૯૧૧ થી ૧૯૧૬ સુધીના આંકડા જોવાથી માલુમ પડે છે કે ત્રણે કોમ કરતાં **જૈનોમાં બાળકોનું મરણ પ્રમાણ વધારે આવે છે—સેંકડે ૬૬ થી ૭૦ ટકા બાળકોનું મરણ છે. સો બાળકે માત્ર ૩૦ બાળકો જીવવા પામે છે. આ સૌથી વધારે ભયંકર છે.** ( પત્રક ड ).

આ ભયંકર મરણ પ્રમાણનાં કારણો અને તેને દૂર કરવાના ઉપાય આ પછીના પાનાઓમાં આપવા મેં યથાશકિત પ્રયત્ન કર્યો છે.

## સાલવાર મરણની સંખ્યાનો સરવાળો. (अ)

| જ્ઞાતિ | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૬ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | ૧૪૩૮ | ૧૪૧૪ | ૧૩૪૯ | ૧૨૧૪ | ૮૯૦ | ૧૩૦૭ | ૧૦૭૮ | ૭૮૦ | ૮૪૪ | ૭૨૯ |
| બ્રાહ્મણ | ૧૨૬૫ | ૧૩૯૧ | ૧૧૫૯ | — | ૯૭૨ | ૧૮૯૮ | ૧૮૩૮ | ૧૪૪૭ | ૧૫૦૮ | ૧૪૫૧ |
| પારસી | ૧૨૪૨ | ૧૩૧૪ | ૧૧૪૫ | — | ૯૫૯ | ૧૪૩૩ | ૧૬૧૮ | ૧૨૨૧ | ૧૨૫૯ | ૧૧૭૭ |
| મુસલમાન | ૮૩૨૧ | ૯૦૯૭ | ૬૯૯૬ | — | ૫૫૩૧ | ૯૧૬૦ | ૧૦૨૦૪ | ૭૮૩૪ | ૮૧૦૯ | ૮૦૨૫ |

## (ब) દર હજારે આવતું ટકાનું પ્રમાણ.

| | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૬ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| જૈન | ૭૦-૨૮ | ૬૯-૧૧ | ૬૫-૯૩ | ૫૯-૩૩ | ૪૩-૪૯ | ૬૩-૮૮ | ૪૫-૧૩ | ૩૨-૦૮ | ૩૪-૨૩ | ૨૯-૧૬ |
| બ્રાહ્મણ | ૨૩-૫૭ | ૨૫-૯૨ | ૨૧-૬૯ | — | ૧૮-૧૧ | ૩૫-૩૭ | ૨૫-૩૮ | ૧૯-૩૬ | ૧૯-૬૮ | ૧૮-૪૮ |
| પારસી | ૨૪-૩૮ | ૨૫-૭૯ | ૨૨-૪૮ | — | ૧૮-૮૧ | ૨૮-૧૩ | ૩૦-૯૭ | ૨૩-૩૦ | ૨૩-૯૭ | ૨૨-૩૫ |
| મુસલમાન | ૪૬-૩૯ | ૫૦-૭૨ | ૩૯-૦૦ | — | ૩૦-૮૩ | ૫૧-૨૪ | ૫૫-૪૦ | ૪૨-૩૪ | ૪૩-૭૩ | ૪૩-૦૫ |

( क )

| જ્ઞાતિ | ૧૯૧૧ થી ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૪ |
|---|---|---|---|---|---|
| જૈન | ૨૦,૪૬૦ | ૨૩,૮૮૪ | ૨૪,૩૧૧ | ૨૪,૬૫૩ | ૨૪,૯૯૫ |
| બ્રાહ્મણ | ૫૩,૬૫૬ | ૭૨,૮૦૦ | ૭૪,૭૮૦ | ૭૬,૬૧૨ | ૭૮,૪૮૪ |
| પારસી | ૫૦,૯૩૧ | ૫૨,૨૩૪ | ૫૨,૩૯૪ | ૫૨,૫૨૨ | ૫૨,૬૫૦ |
| મુસલમાન | ૧૭૯,૩૪૬ | ૧૮૪,૬૮૫ | ૧૮૫.૩૪૫ | ૧૮૫,૮૭૩ | ૧૮૬,૪૦૧ |

## ( ड ) જન્મ પ્રમાણે દરહજારે આવતું બાળકોનું મરણ પ્રમાણ.

| જ્ઞાતિ | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૬ |
|---|---|---|---|---|---|
| જૈન | ૯૫૩-૨ | ૧૨૦૧-૪ | ૭૯૨-૫ | ૮૨૩-૬ | ૭૫૨-૨૦ |
| બ્રાહ્મણ | ૬૩૮-૨ | ૬૩૨-૮ | ૬૦૦-૪ | — | ૫૩૫-૫૮ |
| પારસી | ૧૮૬-૨ | ૨૦૬-૨ | ૧૮૮-૧ | — | ૧૫૩-૨૮ |
| મુસલમાન | ૩૮૮-૫ | ૪૨૧-૬ | ૩૬૯-૫ | — | ૩૩૫-૬૧ |

## આ ભયંકર મરણ પ્રમાણનાં શાંશાં કારણો છે તે તપાસીએ

૧ આજથી પચાસ વર્ષ પહેલાં પરદેશ જનાર બહુ થોડાજ નીકળતા ત્યારે દેશમાંજ અનેક ધંધા હતા—અને રોટલો મળી રહેતો. મૂડીવાળા અનાજ રૂ, વગેરે જાતનો સારો વેપાર કરી પૈસો મેળવતા અને સંતોષ-પૂર્વક દેશમાં ગ્રામ્ય જીવનનો રસ લેતા ને લાંબા આયુષ્ય ગાળતાં. દુષ્કાળ ઉપર દુષ્કાળ પડયા. ગામડાંઓ ભાંગી શહેર બન્યા—કોય કસદાર વેપાર હાથમાં રહ્યો નહિ તેથી પ્યારી માતૃભૂમિને, વહાલાં માતા પિતાને, છોડી નવયુવકોને દસથી પંદર વર્ષની ઉમરના છોકરાઓ પણ કોઇ વગથી તો કોઇ આધાર વિના, કોઇ ઘર બાર વેચીને તો કોઇ ગમે તેમ પરદેશ જવા લાગ્યા. શરૂઆતમાં પરદેશમાં જનાર પોતાની પ્રમાણિકતા—સાહસ અને ઉદ્યોગથી ફાવ્યા પણ ખરા, પણ ધીમે ધીમે લોભવૃત્તિ વધી—સંતોષ ન રહી શકયો. ખરો વેપાર સરકારે હાથ કર્યો અને આરામ—તંદુરસ્તી કે શરીરની દરકાર વિના પૈસાની સૌને પડી—આજે મોટાં શહેરો કલકત્તા—મુંબઇ—અમદાવાદ—બધાંએ નરકાગારો બની રહ્યાં છે. દર વર્ષે હજારો યુવકોના લાખો બચ્ચાંઓનાં અને હજારો સ્ત્રીઓનાં ભોગ આ શહેરો લે છે, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી.

જૈન કોમની પણ આ સ્થીતિ થઇ છે. મુંબઇ જેવા શહેરમાં સિત્તેર ટકા તો માત્ર એકજ ૮ થી ૧૦ ફુટ ભાગ્યે લાંબી પહોળી ખોલીઓમાં જીવનગાળે છે. અરે સેંકડો યુવકોને ઘાણીના બળદની જેમ આખો દિવસ નોકરી કરીને સાદું ખાવાનું—શુદ્ધ પાણી—ખુલ્લી હવા કે સુવાને ત્રણ ફુટ જમીન—કે બીછાનું નથી હોતું—ખરેખર કહીએતો પશુ જીવનથી પણ ઉતરતું જીવન આ કુટુંબો અને યુવકો ગાળી રહ્યા છે. અને હજારો નાની ઉમરમાં અકાળ મરણને શરણ થાય છે. જૈન વસ્તીનો લગભગ ¾ ભાગ તો ગીચ-ગંદા અને ગલીચમાં ગલીચ લત્તામાં રહે છે—ત્યાંના જીવનની દુર્દશા નજરે જોનારને નર્કવાસનું તાદશ ભાન થવા વિના રહેતું નથી.

ભયંકર મરણ પ્રમાણનું પહેલું ને મુખ્ય કારણ જો કોઇપણ હોય તો તે આ છે કે હજારો કુટુંબોને યુવકોને હવા ઉજાશવાળાં મકાન નથી મળતાં, કારણ કે મુંબઇમાં આજકાલ ભાડાંના દર એટલા બધા

વધી ગયા છે કે સાધારણ કુટુંબ તે માટે ભાગ્યેજ સારી રકમ બચાવી શકે. શહેરમાં એક કુટુંબને જેટલો ખાધામાં ખોરાકીનો ખર્ચ લાગે તેથી પણ વિશેષ મુંબઇમાં ભાડાને માટે બચાવવું પડે છે, એ કયાંથી બચાવી શકય—

## ૨ પ્લેગ-ક્ષય અને ફેફસાનાં જીવલેણ રોગો—

આ રોગોમાં પણ પહેલું કારણ સાધનભૂત બને છે. તેમાં ગરીબાઈ ઉમેરો કરે છે—આ અને આવી જાતના **ચેપી રોગો ગંદકીવાળા લત્તાઓમાં વધારે જલદી પહોંચે છે.** અને દવાને માટે પણ પૈસા પુરતા ન હોવાથી તુરતમાંજ તે માટે ચાંપતા ઇલાજો ન લઇ શકવાથી તેઓ રોગના ભોગ થઇ પડે છે. અરે હજારો યુવકોને સારવાર કરનાર—દવા પાનાર કે પથ્ય ચીજ આપનાર નથી હોતું-નોકરીને અંગે દેશમાં પણ નથી જઇ શકતા અને આ રીતે જૈન પ્રજાનો મોટો ભાગ મરણને શરણ થાય છે. પહેલાના કોઠા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે બધી કોમો કરતાં **પ્લેગનું મરણ પ્રમાણ જૈનોમાં વિશેષ** છે. કુલે પચાસ ટકા મરણો ઉપરના રોગો ઉપરથી થાય છે.

## ૩ આરોગ્યતાના નિયમોનું ઉલ્લંઘન અને કુવ્યસનો, યા સંયમી-જીવનનો અભાવ.

મોટી મોટી હવેલીઓ અને બાગબગીચાવાળા બંગલામાં રહેતા શ્રીમંત લોકોને ખાસ કરીને રહેવા-ખાવા-પીવા માટે અનુકુળતા હોય છે. ત્યારે તેઓ આરોગ્યતાના નિયમોનુ પાલન નથી કરી શકતા અને કાંઇને કાંઇ વ્યસન લાગેલું હોય છે જ.

**નિયમિત ભોજન-શુદ્ધ સાત્વિક ખોરાક, જરૂર પુરતી ઉંઘ-આરામ અને પવિત્ર જીવન ગાળનાર મુંબઇ જેવા શહેરમાં પણ લાંબુ આયુષ્ય ભોગવી શકે તેમાં જરાએ શક નથી** પણ તેમ બનવુંજ મુશ્કેલ છે. જ્યાં ડગલે ને પગલે અનેક લાલચો ને પ્રલોભનો છૂપી કે ખુલ્લી રીતે આકર્ષી રહ્યાં હોય ત્યાં તે પ્રલોભનોમાંથી આબાદ તો કોઇ વીરલોજ છૂટી જઇ શકે.

ચા-બીડી-સીગારેટ-તમાકુ,હોટેલો, સીનેમા-નાટકો ને તમાસા, સટ્ટો જુગાર-વ્યભિચાર આ અને આવાં કુવ્યસનો પોતાનો માર્ગ કરવામાં ને જરાએ નીર્બળતા કે પોલ ભાળે ત્યાં પેસી જવા તલપી રહ્યાં હોય છે.

આ શ્રીમંતો તેમજ સાધારણ વર્ગને પણ લાગે છે, અને તેથી અનેક રોગોના ભોગ થઇ રીબાઇ ને મરવા સુધીની નોબત આવી જાય છે,

મુંબઇ જેવા ધમાલ વાળા શહેરમાં એટલી ફુરસદ ક્યાંથી કે ડગલે ને પગલે આરોગ્યતાના નિયમોનું પાલન થઈ શકે. **સંયમીજીવન ગાળનાર દુનિયાના ગમે તે ભાગમાં તંદુરસ્તજ રહે**, પણ તેના અભાવે આપણે આપણાં બાળકો અને આપણા ઉપર આધાર રાખનાર બધા દુઃખી—હાથે કરીને દુઃખી—થઈએ છીએ તે જરાએ ખોટું નથી. **આ ફેશનને વિલાસ કેટલીક હદ સુધી આગળ વધી મનુષ્ય જીવનની પાયમાલી કરશે તે નથી કહિ શકાતું.** ઉપરના ત્રણે કારણોથી ગાંમડાંઓ અને નાનાં નાનાં શહેરો બચેલાં હતાં—ત્યાં મરણ પ્રમાણ પણ ઓછું આવતું—**લોકો કુદરતી જીવન જીવતાં અને સાદું ભોજન શુદ્ધ હવા અને સ્વચ્છ પાણી મેળવી શકતાં**—ત્યાં પણ આજે એ દશા નથી રહી. નાનાં શહેરોમાંતો હવે જોઇએ તેવું સગવડવાળું કે હવાપ્રકાશવાળું મકાન નથી મળતું—પ્લેગ ને એવા રોગો ત્યાં પહોંચી ગયા છે. અને અનેક વ્યસનોમાં તેઓ પણ ફસાઇ પડયા છે—ભંગી અને મજૂર જેવાને પણ ચાનો ચડસ લાગ્યો છે ને સીગારેટ—ગાંજા ત્યાં પણ શરૂ થઇ ગયા છે.

## ૪ બાળલગ્ન ને રડવા કુટવાનો રીવાજ.

**બાળલગ્નથી સ્ત્રી પુરૂષ બન્નેમાં મરણ પ્રમાણ વધે છે.** કુમળા વયમાં—હજીતો અભ્યાસ કરવાને—ઘરકામ શીખવાને અને તાલીમ લેવાને યોગ્ય ઉમર હોય ત્યાં **બાળકોનાં લગ્ન કરી દેવાં તે પાપ છે.** માબાપો બાળકોના ભવિષ્ય જીવનનો વિચારજ નથી કરતા અને કરે તો પણ ખોટા રૂઢીરિવાજને શરણ થઇ જાય છે-હજારો બાળકો આ અધમ રીવાજના ભોગ થઇ પડે છે. માનસિક વિકાસ—અભ્યાસ અને શકિત લગ્નના દિવસથી ઘટે છે. અને કારણ મળતાં નિર્બળ શરીરમાં રોગ પગપેસારો કરી છેવટે જાન લે છે. **હજારો વિધવાઓ આની સાક્ષી પુરે છે**, અને **હજારો સ્ત્રીઓ પ્રસૂતીમાંજ મરી જાય છે**, એ આ માટે પુરાવો છે.

પરિપકવ ઉમર વિના ગર્ભને પોષણ નથી મળતું અને બાળકો પણ માંદલાં અને રોગી ઉત્પન્ન થાય છે, એ જૈનેતર જાણ્યા છતાં અમલી રૂપે આ કુરીવાજોને જડમૂળથી કયારે નાબૂદ કરશે તે કહી શકાતું નથી.

રડવા કૂટવાના કઢંગા ને જીવલેણ રીવાજ પણ સ્ત્રીઓના મરણ પ્રમાણ વધારવામાં સહાયભૂત છે.

સ્ત્રીઓના મોટા ભાગનું મરણ પ્રમાણ પ્રસૂતિમાં થાય છે—સુવાવડ કરવાની આપણી ગંદી અને કઢંગી રીતિ ઘણું કરીને કારણભૂત છે. **આમાંથી** સુવારોગ થઇ આવે છે, તેમજ બીજા અનેક રોગ સ્ત્રીઓને થઇ જાય છે. અને પહેલી નહિ તો બીજી ત્રીજી સુવાવડમાં તે ખલાસ ન થઇ જાય તો ખોખું તો થઈજ જાય છે.

**૫ બાળકોનું ભયંકર મરણ પ્રમાણણ જોતાં કમકમાટી છુટે છે.**

અપરિપકવ ઉમરે ગર્ભ ધારણ, ગર્ભાવસ્થાની સ્થીતિમાં જરૂરી નિયમોના પાલનનો અભાવ, પ્રસૂતિ સમયની સંભાળભરી કાળજીનો અભાવ, અંધારાવાળી ગંદી ઓરડીમાં સુવાવડીનો ખાટલો રાખવાની પ્રથા, અને અણઘડ દાઇ, તેમજ સુવાવડીની જરૂર પુરતી સંભાળ ન રાખવાના કારણે **કુમળાં બાળકો જન્મમાંજ ચીમળાઈ જાય છે.** કેટલાક ગર્ભમાંજ મરી જવા પામે છે—કેટલાંક જન્મતાંજ યા પહેલા બીજા અઠવાડીયામાં ચાલ્યાં જાય છે. એક વર્ષના **બાળકો ૧૦૦ એ ૩૩ પણ નથી બચતાં,** આ અત્યંત ત્રાસદાયક છે, આપણે એ વાત ભૂલી જઇએ છીએ કે **આપણેજ-માબાપોજ એ કુમળાં પુષ્પ જેવા બાળકોના ઘાતકી ખુનીઓ બનીએ છીએ**—એક મહાન પુરૂષનું વાકય કોતરી રાખવા જેવું છે કે '**પિતા થવાની** ઇચ્છા **કર્યા પહેલાં તેને** લાયક બનો.'

---

## ઉપાયો.

---

જે જે કારણો આપણે ઉપર તપાસી ગયા તે તે નાબુદ કરવામાં આવે તો મરણ પ્રમાણ જરૂર અટકે.

**સસ્તા ભાડાની ચાલીઓ** મુંબઇ અને એવા બીજા શહેરોમાં જરૂર ઉભી કરવી જોઇએ. આ પ્રશ્નો **રા. નરોતમ બી. શાહે** ૧૯૧૭ માં એક ટુંકો રીપોર્ટ પ્રકાશિત કરીને ખૂબ ચરચ્યો હતો–તેનું ફળ પણ જરૂર આવ્યું છે, પણ હજી તે માટે ઘણું કરવાની જરૂર છે–આજે પણ **સસ્તા ભાડાની ચાલીઓની અત્યંત આવશ્યક્તા છે.** અને તે માટે દાનવીર સજ્જનો જયાં સુધી આંખ ન ઉઘાડે ત્યાં સુધી મરણ પ્રમાણ–આપણાજ

સ્વામી ભાઇઓનાં અસીમ દુઃખો ઓછાં થવાનાં નથી–આ માટે દરેક **સમાજ હિતચિંતકે** બનતો પ્રયાસ કરવો ઘટે છે. **આ કામ અનેક ધાર્મિક કામોથી ઓછું પુણ્યવાળું નથી,** બલ્કે વિશેષ;મનુષ્યનાં અમૂલ્ય આત્માઓને બચાવવાનું–તેઓને **જીવિત દાન આપવાનું મહાન પુણ્ય રહેલું છે,** તે સમજવું જોઇએ.

રોગોના ફેલાવા વખતે અને હંમેશને માટે આપણી કોમને દવા અને સારવારના સાધનો મળે, દાકતરી સલાહ અને મદદ મળે, ખુલ્લી હવામાં રહેવા માટે સેનીટોરીયમમાં જગ્યા મળે, તેમજ ભયંકર વ્યાધિ વખતે હોસ્પીટલમાં સારવાર માટે સાધનો મળે તે માટે પણ જરૂરી પ્રયાસ કરવો ઘટે આપણા કેટલાક સહૃદયી ડોકટરો પ્રેમભાવથી જૈનકોમની સેવા આપે છે તે તેમને મહાન આશીર્વાદજનક છે. અને આ રીતે શ્રીમંત ગૃહસ્થો અને સહૃદયી ભાઇઓ પોતાના સ્વામીભાઇઓ માટે પ્રેમભરી લાગણીથી પોતાની કમાણીનો પૈસાનો, જ્ઞાનનો, સદ્ઉપયોગ કરે તો નજદીકના ભવિષ્યમાં જૈન સમાજ આગળ વધી જશે તેમાં જરાએ શંકા નથી.

**આરોગ્યતાના નિયમો—વ્યસનોથી થતી પાયમાલી તથા સંયમી જીવનના ફાયદા સમાજને સમજાવવા પત્રિકાઓ અને નાનાં પુસ્તકો, મફત યા તદ્દન સસ્તી કીમતે છુટે હાથે ઘેર ઘેર અને ગામે ગામ ઝુંપડીએ ઝુંપડીએ પહોંચે, વંચાય અને તેનો અમલ થાય તેમ પ્રયત્ન થવો જોઈએ**–આથી ઘણી અસર થાય છે, તેમાં શક નથી. તેથી સમાજમાં અજ્ઞાનનો અને બદીઓનો નાશ થશે. બાળકોમાં પણ સંસ્કાર જાગશે અને સંયમીજીવનની સુવાસ ફેલાશે.

એકજ વ્યકિત યા મંડળ આ કામ માત્ર માથે લઇને પ્રચાર શરૂ કરે તો ઘણી સારી ને ઉમદા સેવા બજાવી ગણી શકાય.

**કુરીવાજોને કુરુઢીઓને નાબુદ કરવા જગતમાં બળવા થાય છે–હજારો નવયુવકોએ પ્રાણ આપ્યા છે.** તેમ પોતેજ પાલન કરીને, સહન કરીને યુવકો કે સમાજ સુધારકો શરૂ કરે તો બાળલગ્નો વગેરે સહેજે નાશ પામે.

બાળકોનું અને **સ્ત્રીઓનું મરણ પ્રમાણ અટકાવવા** સુવાવડખાનામાં સુવાવડો કરાવવાને શહેરોમાં જયાં ઘેર બધાં સાધનો ભારે પડી જતાં હોય ત્યાં પ્રયાસ કરવો. સાચું તો સુવાવડ કરવાની પ્રણાલી માતા પિતાને

સમજાવી અને ઘડીભર તેઓનો વિરોધ સહી લઇને પણ સુધારવામાં આવે સુવાવડીને જરૂરી પોષણ મળે—ગર્ભાવસ્થામાં જરૂરી નિયમોનું પાલન કરવામાં આવે અને બાળલગ્નો વગેરે અટકાવવામાં આવે તો આ ભયંકર ત્રાસદાયક મરણપ્રમાણ ઘટેજ ઘટે.

જૈન જેવી **શ્રીમંત—દાનશુરી-પાંજરાપોળ અને ગૌશાળા પાલક** અને લાખો **રૂપીઆ નકામા ઠાઠમાઠ પાછળ ખર્ચ** કરનાર કોમ હિત-ચિંતકો હાથપર લે-કાર્ય કરવાનું-નહિ કે ઠરાવો. યા ખોટી રૂઢીઓ અટકે એટલુંજ નહિ પણ બીજા અનેક સમાજ ઉદ્ધારના કામ થઇ શકે.



# જૈન સમાજની સાંસારિક સ્થીતિ.



## પ્રકરણ ૫

જૈન સમાજની વસ્તી, મરણ પ્રમાણ, કેળવણી વગેરેના આંકડા જાણવા જેટલા જરૂરી છે. તેથી વિશેષ સમાજની સાંસારિક સ્થીતિ વિષે પણ જાણવાની ખાસ જરૂર છે—સમાજની વાસ્તવિક દશા સાંસારિક સ્થીતિ જ વધારે સારી રીતે વિચારી શકાય છે.

**૧૯૧૧ માં જ્યારે ૨૫ વર્ષથી** વધારે ઉમરના **કુંવારા પુરૂષો ૪૩૧૫૦ હતા ત્યારે ૧૯૨૧ માં ૪૨૨૩૯; આ ઉપરથી કેટલા બધા પુરૂષોને કન્યાઓ નથી મળતી** તે સ્પષ્ટ માલુમ પડે છે. તેમાં ખાસ કરીને ગરીબાઇ, **જ્ઞાતિઓ** અને પેટા **જ્ઞાતિઓના** બંધનો અને એક એક પુરૂષ એકથી વધારે લગ્નો કરે છે, તે કારણો મુખ્ય છે. આશ્ચર્યની વાત તો એ છે કે જૈન જેવી સુધરેલી કોમમાં **વીસ વર્ષથી ૭૦ વર્ષ સુધીની** ૧૯૧૧ ના આંકડા પ્રમાણે ૩૦૨૮ અને ૧૯૨૧માં **૪૨૧૮ કુંવારી સ્ત્રીઓ** છે. આનું કારણ શોધવું મુશ્કેલ નથી કે કન્યા-ઓને લાયક વર ન મળવાથી—વાડાઓ સંકુચિત હોવાથી આટલી

કુવારીઓને **જીંદગીભર કુમારીજીવન** ફરજીઆત ગાળવું પડે છે. અને વધારેમાં વધારે કન્યાની ૨૦ થી ૨૫ વર્ષની ઉમર થઇ પછી તેને સમાજની દ્રષ્ટિએ કોઇ લેતું નથી અને સામાજીક બંધનોના તે બિચારી ભોગ થઇ પડે છે.

બાળલગ્ન—**બાળકોને અકાળ મૃત્યુની** પાંખમાં લઇ જનાર **જીવલેણ કુરીવાજ** સમાજમાં કેટલો ઉંડોને ઉંડો સડો પેસાડતો જાય છે. તે આ આંકડાઓથી ચોકખું તારવી શકાશે.

| | | |
|---|---|---|
| | ૧૯૧૧ માં પંદર વર્ષની અંદર પરણેલા પુરૂષો | ૭૧૩૯ |
| હતા, ત્યારે | ૧૯૨૧ માં ,, ,, ,, | ૫૬૭૫ |
| છે. તેમજ | ૧૯૧૧ માં ,, ,, ના રાંડેલા છોકરાઓ | ૬૭૪ |
| હતા ને | ૧૯૨૧ માં ,, ,, ,, ,, ,, | ૫૬૫ છે |

આટલી કુમળી ઉમરમાં પરણાવેલા અને રાંડેલા છોકરાઓ પોતાનો અભ્યાસ, વિકાસ—ભવિષ્યની જીંદગી—અને ચારિત્ર કયાંથી ટકાવી શકે? અને આ બાળકોની પ્રજા પણ કેવી માંદલીને નિર્બળ થાય? બાળ મરણ આથી વધે તેમાં નવાઇ શું? **વિધવાઓના આંકડા તો ત્રાસદાયક હોય તો આશ્ચર્ય શાનું?**

વળી બાળલગ્ન કેટલું એથીએ વધારે પ્રમાણમાં છે તે સ્ત્રીઓના આંકડાથી સ્પષ્ટ થાય છે તે જોઇએ.

**પંદર વર્ષની અંદરની પરણેલી સ્ત્રીઓ** ૧૯૧૧ ના આંકડા પ્રમાણે **૨૬૨૯૭** અને **પંદર વર્ષની** અંદરની વિધવાઓ ૧૨૫૯ હતી–ત્યારે ૧૯૨૧ માં—પરણેલી સ્ત્રીઓ **૨૩૬૨૪** અને વિધવાઓ **૨૦૦૯** છે.

આથી સ્પષ્ટ જાણી શકાય કે કન્યાકાળ પહેલાં પણ કન્યાઓને પરણાવી દેવામાં આવે છે. જે વખતે તેઓને લગ્ન એટલે શું–પતિ એટલે શું સાસરૂં કોને કહે–તેનું પણ ભાન નથી હોતું–( **અડધો અડધ કન્યાઓ ૧૨ વર્ષ પહેલાં પરણાવી દેવામાં આવે છે** ) તે પછી **ગૃહવ્યવસ્થા, ગર્ભપોષણ કે બાળ ઉછેરનું ભાનજ કયાંથી હોય ?** અને જરૂરી **અભ્યાસ** કે ઘરનું કામકાજ પણ તેઓને શીખવાને કયાં વખત રહે છે ?

પછી સ્ત્રીઓ અકાળે મરણ પામે—ગર્ભમાંજ બાળકો મૃત્યુને શરણ

થાય-સ્ત્રીઓ હંમેશને માટે રોગી રહે કે બાળકો જન્મતાં મરણ પામે અથવા જીવવા પામે તો માંદલાને નીઃસત્ત્વ થાય તેમાં આશ્ચર્ય શું?

અને જૈન સમાજમાં વિધવાઓનો આંકડો કમકમાટી ભર્યો છે. કોઇ સમાજમાં—કોઇ ધર્મમાં—પારસી—હિંદુ—સીખ કે મુસલમાનમાં પણ આટલી વિધવાઓ નથી—અને વસ્તી બધી કોમ કરતાં નાનામાં નાની છે? આ કેટલું અધઃપપતન!

૧૯૧૧ માં પંદર વર્ષની અંદરનીજ ૧૨૫૯ વિધવાઓ હતી અને ૧૯૨૧ માં ૨૭૦૯ વિધવાઓ છે. ત્યારે ૧૯૧૧ માં કુલ ૧૫૩૨૯૭ વિધવાઓ હતી અને ૧૯૨૧ માં કુલ ૧૪૩૯૯૫ વિધવાઓ છે. ૧૧ લાખની વસ્તીમાં—પાંચ લાખ સ્ત્રીઓ છે તેમાં—૨ લાખ ૩૮ હજાર પરણેલી સ્ત્રીઓ છે, તેમાં દોઢ લાખ લગભગ વિધવાઓ છે. કેટલી દયાજનક દશા!

બાળલગ્ન—વૃદ્ધવિવાહ—અને ત્રણ ત્રણ ચાર સ્ત્રીઓ પરણવાના ભયંકર-રાક્ષસી રીવાજોના આ પરીણામ છે. સમાજની ઉન્નતિ ઉન્નતિ પોકારવાથીજ માત્ર સમાજનો ઉદ્ધાર ન થાયરે ન થાય. જૈન ધર્મના અહિંસાના ઉચ્ચ તત્વને આપણે કેવું વગોવી રહ્યા છીએ. એ આપણા પ્રત્યક્ષ પ્રમાણરૂપી આંકડાઓ જોવાથી દેખી શકાય છે.

જે સમાજ સમાજનું લોહી ચુસી જનાર, સમાજને અધઃપતનના અંધારા કુવામાં ધકેલી દેનાર-સમાજના બાળક બાળક અને બચ્ચા બચ્ચાના જાન લેનાર-સમાજના સ્ત્રી હૃદયને જન્મતાંજ બાળલગ્ન ને વિધવાપણાના બંધનોથી જકડી રાખનાર—કુરીવાજોનો સત્વર નાશ ન કરે પોતાના ભોગે—સ્વાર્થના ભોગે—ત્યાગ ન કરે તે સમાજનો પોતાનો નાશ થયા વિના કેમ રહે?

ઓ! સમાજ સેવકો! સમાજ હિતેછુઓ! સમાજના નવયુવકો! શું જોઇ રહ્યા છો! શું વિચારમાં પડયા છો! જો સમાજને જીવાડવો હોય—સમાજની દશા ઉન્નત જોવાના અભિલાષ હોય—વાતોની ચોપટમાંથી કે વિલાસ જીવનમાંથી ફુરસદ હોય—સમાજની દશા જોઇ દુઃખ દુર કરવાની ભાવના હોય તો ત્હમે આત્મ

શુદ્ધિના વ્રત લ્યો—જીંદગીમાં—ગમે તે પ્રસંગે—બાળલગ્નો—વૃદ્ધ વિવાહ—કન્યા વિક્રય બંધ કરવા સામે તમારી બધી શક્તિઓ વાપરી નાખો. બાળકો—સ્ત્રીઓ અને પુરૂષોમાં સાચી કેળવણી ફેલાવવા પ્રયત્ન આદરો. આ કુરીવાજોને જડમૂળથી ઉખેડી નાખવા કેડ બાંધો, કમર કસો અને નીર્ભીક થઈને ધીરેધીરે-હિંમતથી સમાજના ભલાને માટે લોકમત કેળવતા જઇને—પોતાથી—પોતાના ઘરથી શરૂ કરીને સમાજના જીવલેણ આ મૂળ રોગોને મટાડો.

ત્યારેજ ત્યારેજ ત્હમે તમારી સમાજને જીવાડી શકશો. ત્યારેજ આ કમકમાટી ઉપજાવનારા બાળમરણ—બાળલગ્ન અને વિધવાનાં આંકડાઓ ઓછા થશે. સમાજ—જૈન સમાજ—આદર્શ સમાજ થશે.



# જૈન સમાજની સાંસારિક સ્થીતિ. ૧૯૧૧

| ઉમર | કુલ વસ્તી | વસ્તી પુરૂષ | વસ્તી સ્ત્રી | કુંવારા પુરૂષ | કુંવારા સ્ત્રી | પરણેલા પુરૂષ | પરણેલા સ્ત્રી | વિધુર | વિધવા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦—૫ | ૧૫૧૫૨૮ | ૭૫૩૧૬ | ૭૬૨૧૨ | ૭૪૭૨૩ | ૭૫૧૭૨ | ૪૨૫ | ૯૪૮ | ૧૬૮ | ૯૨ |
| ૫–૧૦ | ૧૪૨૧૮૬ | ૭૨૦૯૮ | ૭૦૦૮૮ | ૭૦૯૫૧ | ૬૫૩૧૪ | ૧૦૯૮ | ૪૫૧૩ | ૧૫૩ | ૨૬૧ |
| ૧૦–૧૫ | ૧૨૫૩૫૪ | ૬૯૧૨૯ | ૫૬૨૨૫ | ૬૩૧૬૦ | ૩૪૪૮૩ | ૫૬૧૬ | ૨૦૮૩૬ | ૩૫૩ | ૯૦૬ |
| ૧૫–૨૦ | ૧૦૮૧૨૫ | ૫૮૯૭૬ | ૪૯૧૪૯ | ૩૯૫૯૫ | ૩૭૦૮ | ૧૮૬૦૯ | ૪૨૯૩૫ | ૭૭૩ | ૨૭૦૬ |
| ૨૦–૨૫ | ૧૨૨૫૩૦ | ૬૨૩૧૦ | ૬૦૨૨૦ | ૨૫૭૧૮ | ૯૯૪ | ૩૪૮૪૬ | ૫૧૮૭૨ | ૧૭૪૬ | ૭૩૪૪ |
| ૨૫–૩૦ | ૧૧૬૪૮૦ | ૬૧૦૬૮ | ૫૫૪૧૨ | ૧૫૨૯૫ | ૫૩૬ | ૪૨૧૭૫ | ૪૩૫૬૪ | ૩૫૯૮ | ૧૧૩૧૨ |
| ૩૦–૩૫ | ૧૦૭૧૭૩ | ૫૪૫૦૯ | ૫૨૬૬૪ | ૯૦૫૬ | ૪૩૯ | ૪૦૫૪૨ | ૩૬૧૭૬ | ૪૯૧૧ | ૧૬૦૪૯ |
| ૩૫–૪૦ | ૭૯૧૮૧ | ૪૨૭૭૨ | ૩૬૪૦૯ | ૫૦૬૯ | ૨૫૧ | ૩૨૬૧૬ | ૨૨૩૯૭ | ૫૦૮૭ | ૧૩૭૬૧ |
| ૪૦–૪૫ | ૮૬૮૫૦ | ૪૨૩૭૬ | ૪૪૪૭૪ | ૪૭૭૬ | ૨૭૯ | ૩૦૪૦૯ | ૨૦૯૨૮ | ૭૧૯૩ | ૨૩૨૬૭ |
| ૪૫–૫૦ | ૫૨૩૭૭ | ૨૮૮૦૦ | ૨૩૫૭૭ | ૨૭૭૫ | ૧૩૧ | ૧૯૮૮૦ | ૯૮૯૭ | ૬૧૪૫ | ૧૩૫૪૯ |
| ૫૦–૫૫ | ૬૫૨૫૭ | ૩૧૯૩૩ | ૩૩૩૨૪ | ૩૦૩૧ | ૧૫૯ | ૧૯૭૫૧ | ૮૮૮૨ | ૯૧૫૧ | ૨૪૨૮૩ |
| ૫૫–૬૦ | ૨૬૨૧૭ | ૧૪૫૧૯ | ૧૧૬૯૮ | ૧૦૪૮ | ૬૧ | ૮૬૧૮ | ૨૯૬૦ | ૪૮૫૩ | ૮૬૬૭ |
| ૬૦–૬૫ | ૩૭૬૯૭ | ૧૬૭૪૫ | ૨૦૯૫૨ | ૧૨૬૮ | ૮૪ | ૮૭૬૯ | ૨૬૭૭ | ૬૭૦૮ | ૧૮૧૯૧ |
| ૬૫–૭૦ | ૧૧૩૦૮ | ૫૯૬૯ | ૫૩૩૯ | ૪૧૧ | ૩૮ | ૩૦૧૯ | ૬૪૯ | ૨૫૩૯ | ૪૬૫૨ |
| ૭૦–ને વધારે | ૧૫૯૧૯ | ૭૦૩૩ | ૮૮૮૬ | ૪૨૩ | ૫૬ | ૨૯૭૦ | ૫૮૩ | ૨૬૪૦ | ૮૨૪૭ |
| કુલ | ૧૨૪૮૧૮૨ | ૬૪૩૫૫૩ | ૬૦૪૬૨૯ | ૩૧૭૧૯૭ | ૧૮૧૭૦૫ | ૨૬૮૯૩૮ | ૨૬૯૬૨૭ | ૫૭૪૧૮ | ૧૫૩૨૯૭ |

# જૈન સમાજની સાંસારિક સ્થીતિ. ૧૯૨૧

| ઉમર | કુલ | વસ્તી | | કુંવારા | | પરણેલા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પુરૂષ | સ્ત્રી | પુરૂષ | સ્ત્રી | પુરૂષ | સ્ત્રી | વિધુર | વિધવા |
| ૦—૫ | ૧૩૧૦૭૫ | ૬૫૧૮૪ | ૬૫૮૯૧ | ૬૪૬૪૬ | ૬૪૯૦૯ | ૪૮૦ | ૮૬૩ | ૫૮ | ૧૧૯ |
| ૫–૧૦ | ૧૪૮૬૭૩ | ૭૫૫૬૮ | ૭૩૧૦૫ | ૭૪૪૦૨ | ૬૮૫૦૨ | ૧૦૨૧ | ૪૧૪૫ | ૧૪૫ | ૪૫૮ |
| ૧૦–૧૫ | ૧૩૮૬૯૬ | ૭૫૨૪૧ | ૬૩૪૫૫ | ૭૦૭૦૫ | ૪૩૭૦૭ | ૪૧૭૪ | ૧૮૬૧૬ | ૩૬૨ | ૧૧૩૨ |
| ૧૫–૨૦ | ૯૭૧૪૬ | ૫૨૧૦૦ | ૪૫૦૪૬ | ૩૬૩૯૩ | ૪૧૭૯ | ૧૪૯૭૧ | ૩૮૧૮૧ | ૭૩૬ | ૨૬૮૭ |
| ૨૦–૨૫ | ૯૯૯૬૮ | ૫૦૯૪૧ | ૪૯૦૨૭ | ૨૧૦૧૨ | ૧૩૩૨ | ૨૭૯૧૭ | ૪૧૯૧૪ | ૨૦૧૨ | ૫૭૮૧ |
| ૨૫–૩૦ | ૧૦૩૨૨૩ | ૫૫૨૭૪ | ૪૭૯૪૯ | ૧૪૭૬૨ | ૮૯૭ | ૩૬૬૬૩ | ૩૭૬૮૧ | ૩૮૪૯ | ૯૩૭૧ |
| ૩૦–૩૫ | ૯૯૭૪૭ | ૫૧૨૭૩ | ૪૮૪૭૪ | ૮૮૭૭ | ૫૨૭ | ૩૬૯૩૨ | ૩૨૭૯૧ | ૫૪૬૪ | ૧૫૧૫૬ |
| ૩૫–૪૦ | ૭૬૯૨૦ | ૪૧૬૧૩ | ૩૫૩૦૭ | ૫૪૭૮ | ૩૬૦ | ૩૦૨૬૮ | ૨૦૮૯૧ | ૫૮૬૭ | ૧૪૦૪૬ |
| ૪૦–૪૫ | ૮૦૨૬૫ | ૪૦૧૭૬ | ૪૦૦૮૯ | ૪૬૧૬ | ૩૮૪ | ૨૭૭૩૫ | ૧૮૫૭૯ | ૭૮૨૭ | ૨૧૧૨૬ |
| ૪૫–૫૦ | ૫૦૬૯૧ | ૨૬૯૫૩ | ૨૨૭૩૮ | ૨૫૬૮ | ૧૯૬ | ૧૮૫૪૮ | ૯૩૪૬ | ૬૮૩૭ | ૧૩૧૯૬ |
| ૫૦–૫૫ | ૫૯૦૧૭ | ૨૮૯૧૧ | ૩૦૧૦૬ | ૨૫૭૭ | ૧૭૯ | ૧૭૫૬૨ | ૮૩૪૯ | ૮૭૭૨ | ૨૧૫૭૮ |
| ૫૫–૬૦ | ૨૬૧૭૮ | ૧૪૫૪૭ | ૧૧૬૩૧ | ૧૧૧૯ | ૯૦ | ૮૨૪૭ | ૩૦૦૮ | ૫૧૮૧ | ૮૫૩૩ |
| ૬૦–૬૫ | ૩૭૭૩૯ | ૧૭૨૬૪ | ૨૦૪૭૫ | ૧૨૫૩ | ૧૨૧ | ૮૮૪૯ | ૨૮૦૦ | ૭૧૬૨ | ૧૭૫૫૪ |
| ૬૫–૭૦ | ૧૧૭૫૨ | ૬૧૮૯ | ૫૬૦૩ | ૪૩૮ | ૫૦ | ૨૯૮૪ | ૮૫૩ | ૨૭૬૭ | ૪૭૦૦ |
| ૭૦–ને વધારે | ૧૭૪૬૬ | ૮૦૪૫ | ૯૪૨૧ | ૫૫૧ | ૭૨ | ૩૧૬૨ | ૭૯૧ | ૪૩૩૨ | ૮૫૫૮ |
| કુલ | ૧૧૭૮૫૯૬ | ૬૧૦૨૭૯ | ૫૬૮૩૧૭ | ૩૦૯૩૯૫ | ૧૮૫૫૧૪ | ૨૩૯૫૧૩ | ૨૩૮૮૦૮ | ૬૧૩૭૧ | ૧૪૩૯૯૫ |

# ૧૯૨૧ ના વસ્તી પત્રક પ્રમાણે ૧૦૦૦ એક હજારે બધા ધર્મોની સાંસારિક સ્થીતિનું પ્રમાણ.





Census of India 1921.

# રોટી બેટી વ્યયવહાર અને તેનો ઉકેલ.

## પ્રકરણ ૬

આજથી દસ વર્ષ પહેલાં ઘણા ખરા શહેરોમાં અને જીલ્લાઓમાં શ્વેતાંબર મૂર્તિપૂજક અને સ્થાનકવાસી વચ્ચે, વૈષ્ણવ અને જૈન વચ્ચે ઝાલાવાડ–ગોહીલવાડ વચ્ચે, શ્રીમાળીને ઓસવાળ વચ્ચે, વૈશ્ય અગ્રવાળ અને જૈન અગ્રવાળ વચ્ચે પરસ્પર બેટી વ્યવહાર હતો પણ અંદર અંદરના કલેશ તેમજ મતભેદના કારણે પાછો તે વ્યવહાર બંધ થતો જાય છે. આજે જે અમુક હદ જોવામાં આવે છે તે પહેલા નહોતી. પૈસાદારો સારી સારી કન્યાઓ ગામડાઓ કે આસપાસના શહેરોમાંથી મેળવ્યા પછી તેમની કન્યા તેઓ સાધારણ કુટુંબો યાતો ગામડાઓમાં આપતા અચકાયા–તેમાં તેમની પ્રતિષ્ઠા ઘટી જતી લાગી અને બીજું બહુ દૂર દુરના પ્રદેશમાં કન્યાઓ આપવાથી તે કન્યા વર્ષો સુધી કે જીદંગી સુધી સુખે દુઃખે હંમેશને માટે માબાપને ત્યાં આવતી બંધ થઇ અને જે સંસ્કારમાં ઉછરી હોય તેથી જુદા પ્રકારના ધર્મના આચારો સખ્ત રીતે પાળવાની ફરજ પડવાથી કેટલીક વખત તેઓના ઉપર અત્યાચાર ( આચાર વિચાર સંબંધી ) થવાથી ને આવાં બીજાં કેટલાંક નજીવાં કારણોથી ધામેધીમે ગોળ વધતા ગયા તે એટલે સુધી કે ૨૫–૫૦ ઘરનો વાડો બંધાઇ ગયો અને એ વાડા બહાર કન્યા આપી શકાયજ નહિ એવો તે વાડાનો સખ્ત પ્રતિબંધ થયો.

**આજે એવા નાના વાડામાં કોઇ સુશિક્ષિત કન્યાને મૂર્ખ યા અજ્ઞાન મૂરતીઆને આપવી પડે છે. અને સુશીક્ષિત વરને યોગ્ય કન્યા નથી મળતી છતાં તેમાં તલભારે ફેરફાર કરવા જેટલી જાહેર હિંમત કોઇ નથી કરી શકતું.**

કાઠીઆવાડમાં રોટી વ્યવહાર દરેક જૈનનો પરસ્પર છે. સાથે જમવામાં ખાસ બાદ ગણાતો નથી. દશાવીસા, મોઢ કે કપોળ સોરઠીઆ–હુમડ કે ઓસવાળ લોંકા કે સ્થાનકવાસી બધા એક સાથે જમી શકે છે. પણ બેટી વ્યવહાર માટે ગોળ થએલા છે. ગોહીલવાડના વીસાશ્રીમાળી કેરી ઉતાર પોતાની કન્યા વીસાશ્રીમાળીને પણ નથી આપી શકતા–તે પ્રમાણે

દસા શ્રીમાળીમાં ગોળ થએલા છે. ઝાલાવાડના દશા શ્રીમાળી ગોળ પ્રમાણે જ કન્યા લઇ દઇ શકે છે. દશા વીસાને કન્યા નથી આપી શકતા ને કેવળ શ્વેતાંબર મૂર્તિપૂજકને કાઠીઆવાડમાંથી કન્યા નથી મળતી.

કચ્છમાં પણ કેટલાક ગોળ થયા છે, અને તે પ્રમાણે કન્યા લેવા દેવાનો રીવાજ છે–ગુજરાતીઓ કાઠીઆવાડમાં કન્યા નથી આપી શક્તા અને કાઠીઆવાડી કન્યા ગુજરાતમાં નથી આપી શકાતી.

**ગુજરાતમાં તો ગામ ગામના ગોળ બંધાઇ ગયા છે. અમદાવાદની કન્યા પાટણના ગુજરાતીમાં ન આપી શકાય ને સૂરતની કન્યા અમદાવાદમાં ન આપી શકાય–પાલણપુરની કન્યા અમદાવાદ ન આપી શકાય ને ભરૂચની કન્યા સૂરતમાં ન આપી શકાય–** ગુજરાતમાં રોટી વ્યવહાર દરેક જૈનો સાથે છે–શાળવી–સાંડેસરા અને લાડવા શ્રીમાળી સાથે ભાણા વ્યવહાર નથી, બાકી સંઘમાં તેઓ જુદા જમી શકે છે.

**ગુજરાતમાં ઓસવાળ શ્રીમાળીઓમાં અને પોરવાડ ઓસવાળને કન્યા નથી આપી શકતા.**

સાંભળ્યું છે કે જયપુરમાં ઓસવાળ અને શ્રીમાળીઓ વચ્ચે અમુક મતભેદના કારણે રોટી વ્યવહાર પણ નથી.

મારવાડ—રજપૂતાના માળવા ને સંયુક્ત પ્રાંતમાં **રોટી અને બેટી વ્યવહાર છે. મારવાડની કન્યા આગ્રામાં આપી શકાય છે. પણ તે શ્રીમાળી શ્રીમાળી વચ્ચે ને ઓસવાળ ઓસવાળ વચ્ચે.**

**આગ્રામાંતો ઓસવાળ ઓસવાળમાં સ્થાનકવાસીને દેરાવાસી વચ્ચે બેટી વ્યવહાર** પણ છે–પહેલાંતો શ્રીમાળને ઓસવાળ વચ્ચે પણ બેટી વ્યવહાર હતો પણ તે અમુક મતભેદથી બંધ કરવામાં આવ્યો છે.

સંયુક્ત પ્રાંત વગેરેમાં દિગમ્બરોની વસ્તી વધારે છે. દિગમ્બરો શ્વેતાંમ્બરો વચ્ચે બેટી રોટી વ્યવહાર કાંઇ નથી–દિગમ્બરો વચ્ચે પણ વૈશ્ય અગ્રવાળ–જૈન અગ્રવાળમાં રોટી બેટી વ્યવહાર છે. બાકી પાલીવાળ–ખંડેળવાળ, જયસવાળ વગેરે રોટી બેટી વ્યવહાર પણ નથી રાખતા.તેમાં એવી એવી નાની નાની જ્ઞાતિઓ વહેંચાઈ ગઇ છે કે ત્યાં પણ બેટી વ્યવહારની મહા મુશ્કેલી થઇ પડી છે.

આ પ્રાંતોમાં પક્કી રસોઇ ( રોટી—દાળ—ભાત વિનાની ) પુરી—શાક મીઠાઇ બધા સાથે જમી શકે છે. તેમાં ખત્રી–વૈશ્ય દિગમ્બર શ્વેતામ્બર અને બ્રાહ્મણ પણ જમી શકે છે.

પંજાબમાં શ્વેતાંબરોની સંખ્યા થોડી છે. અને ત્યાંપણ ઓસવાળ ખંડેળવાળ અને અગ્રવાળ કોઇ એક બીજાને કન્યા વ્યવહાર નથી.

દક્ષિણમાં શ્વેતાંબર શ્વેતાંબર અને તે પણ ઓસવાળ ઓસવાળમાં કન્યા આપી શકે છે.

**આજે તો લગ્ન અને જ્ઞાતિભોજનની એટલી બધી સંકુચિતમાં સંકુચિત ભાવના થઇ છે કે તે વિશાળ કર્યા વિના છુટકોજ નથી.** આ પછીના પ્રકરણમાં તે વિષે વિસ્તારથી ચર્ચવાનું હોવાથી અહીં તે વિષે ઉલ્લેખ કરવાની જરૂર નથી.

જ્ઞાતિઓની ઉત્પત્તિ અને લયના સબંધમાં આપણે આગળ જોઈ ગયા કે વીર સંવત ૭૦ પછી જ્ઞાતિઓની શરૂઆત થઇ અને **મહાન આચાર્યોએ રજપૂત—સુતાર** અને **સોની** વગેરેને જૈનધર્મ પ્રતિબોધી **જૈન બનાવ્યા** અને એક યા બે જ્ઞાતિમાં તેઓને અપનાવ્યા. આ બધા લોકો પરસ્પર રોટી બેટી વ્યવહાર રાખતાજ, અને એવી ઉદારતા ન હોય તો તેટલા જૈન વધવા મુશ્કેલ હતા.

**શ્રીપાળ ચરિત્ર ઉપરથી જોઇ શકાય છે કે પૂર્વાચાર્યોએ અન્ય જાતિનાં લગ્નો સ્વીકાર્યા છે.**

પણ જ્ઞાતિઓમાં મતભેદ કલેશ અને સંકુચિતતા વધવાથી તેમાં ભેદો ઉપર ભેદો પડતા ગયા અને અનેક કારણોથી પરસ્પર વ્યવહાર બંધ કરવામાં આવ્યો.

**એ વાત ચોક્કસ છે કે આટલા બધા જ્ઞાતિભેદોની જરૂરજ નહોતી અને તે કરનાર યા કરાવનાર પછી તે કોઇપણ હો તેમણે જૈન સમાજનું અધઃપતન અને છિન્ન ભિન્ન અવસ્થા કરાવવામાં ભાગ લીધો છે.** અને એટલા પુરતું તે જાણ્યે અજાણ્યે પણ અયોગ્ય અને અઘટિત થઇ ગયું છે.

**આજે જૈન સમાજ એવી રીતે છિન્ન ભિન્ન થયેલો દ્રષ્ટિએ આવે છે કે પૂર્વે કોઈ સમયે જૈન સમાજની આવી દુર્દશા નહોતી.**

આજ તો **ઐક્યતાની–સંગઠનની** અને પરસ્પરની સહાનુભૂતિની પૂરેપૂરી જરૂર છે. **જે સમાજ** યા ધર્મમાં ઐક્ય અને **ઐક્વાક્યતા** ( one voice ) નથી તે આગળ પ્રગતિ નજ કરી શકે.

નજીવા કારણથી થયેલા અને આજે ઘણાજ જામી ગયેલા **દશા–વીશાના ભેદોને કાઢી નાખવા એ જ્ઞાતિ બંધનમાં સાથી પહેલું જરૂરી કામ મને લાગે** છે–ગુજરાત અને કાઠીઆવાડમાં આ ભેદો ઘર કરી ગયા છે, તે કાઢી નાખવા પ્રવાસ કરવો જોઇએ.

**જૈન ધર્મ પાળનાર–જૈન ધર્મ અંગીકાર કરનાર, જૈનધર્મના સિદ્ધાંતોનું પાલન કરનાર દરેક જૈન સાથે રોટી વ્યવહાર રાખવામાં કશો પણ ધાર્મિક બાદ તો નથીજ અને સામાજીક બાદ કાઢી નાખવો જોઇએ.**

**સ્વામીભાઇઓ**—એકજ ધર્મના અનુયાયીઓ, વીરના પુત્રો સાથે બેસી પ્રેમથી ભોજન કરે તે કેટલું સુંદર ઇષ્ટ અને ઉત્તમ છે–તેથી ભ્રાતૃ-ભાવ–ધર્મપ્રેમ અને આનંદ વધે છે. તેથી શાસનની અને સમાજની શોભા છે.

આજે રેલના મન માન્યા સાધનો છે. આજે તાર ટપાલના જોઇતાં સાધનો છે. એટલે દૂર દૂર દેશપાર લાગવાની જરૂર નથી.

વળી તમારાજ ગામમાં બેન દીકરી આપી હોય છતાં તેમનો વેપાર મુંબઇ–કલકત્તા–કરાંચી–રંગુન કે માંડલા—પારિસ કે યૂરોપ હોય તો શું થાય છે. ?

**જૈનશાસ્ત્રી નાત જાતના બંધનો નાખી શકેજ નહિ–પહેલાં ક્ષત્રિય–બ્રાહ્મણ–સોની સુતાર અને વણિક જે જૈન ધર્મ પાળતા તે પરસ્પર કન્યા વ્યવહાર પણ કરતા હતા અને રોટી વ્યવહાર પણ ખુલ્લો હતો.**

જ્યારે ધાર્મિક કોઇ જાતનો બાદ નથી તો મારા નમ્ર મત પ્રમાણે જેમ બની શકે તેમ વ્યવસ્થિત રીતે અને મહાજનના બંધારણ સંઘના બંધારણને મજબૂત કરવાની સાથે **હરેક જૈન ધર્મ પાળનાર સાથે રોટી વ્યવહાર અને બેટી વ્યવહાર શરૂ કરવો જરૂરી છે.**

જેના આચાર વિચાર શુદ્ધ છે, જે એક ધર્મના અનુયાયી છે, જે એકજ દેવ ગુરૂ ને માને છે. જે એકજ દેશમાં વસે છે. તેમાં બેટી વ્યવહાર કરવાથી શું વાંધો આવી જાય છે તે સમજમાં નથી આવી શકતું.

પંથભેદ–પ્રાંતભેદ–જાતિભેદ અને ખાનદાન હોવાના મિથ્યાભિમાન અને ખોટી શ્રીમંતાઈએ સમાજનું સત્યાનાશ કાઢયું છે. અનેક બદીઓ અને સડા તેથી પેઠા છે અને જૈન સમાજના ચુરેચુરા થવા હવે બાકી નથી રહ્યા. આ વિચારીએ તો ઉદાર દ્રષ્ટિએ જોવાની અને વર્તવાની પૂરે પૂરી જરૂર છે.

આ કામ ધીમે ધીમે બંધારણપૂર્વક થવું જોઇએ કે જેથી તેમાં વ્યક્તિગત અને સામુદાયિક બન્ને રીતે ફાયદો થાય.

ગુજરાત અને કાઠીઆવાડ શરૂઆત કરે તો કરી શકે છે પણ તે માટે અનેક વીચારશીળ, સમાજહિતેચ્છુ અને ધર્મપ્રેમી યુવકો અને યુવક હૃદયના દરેકે પ્રયત્ન કરવો ઘટે છે અને તે પણ તનતોડ પ્રયાસ વિના તેની સફળતા થવી મુશ્કેલ છે.

એક પછી એક ભેદો કાઢતા જવાં અને ધીમેધીમે ક્ષેત્ર વિશાળ કરતા જવું, આથી સારી સમાજ આકર્ષાશે અને પરિણામ સુંદર આવશે.

સંયુક્ત પ્રાંતમાં આગ્રામાં ગયે વર્ષે ત્રણ ફીરકાનું ઐક્ય સાધવાની ચર્ચા શરૂ થઇ હતી અને તે જોકે તુરતમાં પાર નથી પડી છતાં તેનાં બીજ નજદીકના ભવિષ્યમાં જરૂર ફળ આપશે.

મુંબઇ ઇલાકાથી માંડી સુરત, ભરૂચ, અમદાવાદ અને પાટણ તથા કાઠીઆવાડ વગેરેમાં હીલચાલ શરૂ થાય તો રજપૂતાના મેવાડ મારવાડ સંયુક્ત પ્રાંતમાં પણ થોડા પ્રયાસથી કામ સહેલ થઇ પડશે.

આજે તો કોઇ પ્રાંત આ માટે તૈયાર હોય એમ તો નથીજ પણ તૈયાર કરનાર સમાજ સેવાની ભાવનાથી નીઃસ્વાર્થ બુદ્ધિથી નીકળે તો તૈયાર કરી શકાય તેમ છે.

બાળલગ્ન–વૃદ્ધવિવાહ અને કન્યા વિક્રય જે સમાજનું લોહી ચુસી રહ્યા છે, જેમાંથી હજારો બાળ વિધવાઓ રેંસાઇ રહી છે.

તેના ઉપર અંકુશ માત્ર જ્ઞાતિઓના પરસ્પર સબંધથીજ આવી શકે તેમ છે.

ત્યારેજ **સંતતી વધશે, આયુષ્યમાન થશે અને વસ્તીમાં વધારો થશે.**

જ્ઞાતિલગ્નોના વાડાઓ કાઢી નાખવાથી નાની નાની જ્ઞાતિઓને જીવન મળશે અને તે જૈન ધર્મ યા સમાજનું વૃક્ષ નવ પલ્લવિત થઈને ફળશે ને ફાળશે.

**યોગ્યવર આજે નથી મળતા—યોગ્ય કન્યાઓને જ્યાં ત્યાં આપવી પડે છે, આ બધી ફરીઆદો નષ્ટ થશે.** પરસ્પર વિવાહ સંબન્ધથી કોઇપણ જાતનું એવું નુકશાન નથી જે આજની આ સંકુચીત-મર્યાદિત સ્થીતિમાં જોવામાં આવે છે. આ ઉપર જેટલા **છુટથી વિચાર કરવામાં આવે તે ઇષ્ટ છે.** અને દરેક સમાજસેવાભાવનાવાળા નવયુવક અને વીચારશીળ વર્ગે આ માટે રસપૂર્વક ચર્ચા કરીને નીર્ણય કરવો ઘટે છે.

તા. ૭ જૂન ( ૧૯૨૫ ) ના નવજીવનમાં મહાત્મા ગાંધીજીએ 'ધર્મને નામ ધાડ' વિષયક એક મનનીય લેખ લખ્યો છે તે હિંદુસમાજ અને જ્ઞાતિબંધનો માટે લખાએલો હોઇ સમાજના હિતેચ્છુઓ અને વિચારકો માટે વિચારણીય છે—તેમાંથી બે ત્રણ વિચારોની ભેટ નીચે ઉતારી છે-જૈનસમાજને આ બહુ લાગુ પડે છે.

" હિંદુ ધર્મમાં જે નબળાઇઓ પેસી ગઇ છે તે તેને અંદરથી કોરી રહી છે. એટલે જેમ એક જાડા લાકડાના ગર્ભને અંદર રહેલો કીડો કોતરી ખાતો હોય અને તેને ઉપરથી મઢો કે રોગાન લગાડો છતાં તે લાકડું છેવટે ખવાઇ જવાનું છે, તેમ જો હિંદુજાતિના ગર્ભમાં કીડો પેસી જઇ તેને કોતરી રહ્યો છે તેનો જો નાશ નહિ થાય તો હિંદુ ધર્મની બહારથી ગમે તેટલી રક્ષા કરીએ છતાં તેનો નાશ સંભવે છે."

**" વર્ણ મટી જાતિના વાડા થયા છે અને તે વાડાની અંદર રઝળતાં ઢોર જેમ ડબામાં પૂરાય તેમ આપણે નધણિયાતા બની વાડાની વચ્ચે પૂરાઇ કેદી બની ગયા છીએ. વર્ણ પ્રજાના પોષક હતા, જ્ઞાતિઓ પ્રજાની નાશક થઇ છે."**

"હિંદુ પ્રજાની કે હિંદની સેવા કરવાને બદલે આપણે આપણી વાડોની એટલે આપણી બેડીઓની રક્ષા કરવામાં ગુંથાએલા રહીએ છીએ ને તેને અંગે ઉપજતા સવાલોનો નિર્ણય કરવામાં આપણા વખતનો, આપણી બુદ્ધિનો, આપણા પૈસાનો વ્યય કરીએ છીએ."

"જ્યાં વીસા દસાનો ભેદજ નાશ કરવા યોગ્ય છે, ત્યાં વીસા મોટા કે દસા મોટા એ સવાલજ કયાં રહે છે ! જયારે હિંદુ-સ્તાન સમસ્તની વણિક કોમને એક બનાવવાની આવશ્યકતા છે ત્યાં દસા–વીસા–મોઢ, લાડ, હાલારી–ઘોઘારીના ભેદને અને તેમની વચ્ચેના કંકાસોને અવકાશજ કયાં છે?"

"સારામાં સારો ઉપાય તો એજ છે કે નાની નાની જ્ઞાતિ-ઓના મહાજન એકઠા મળી એક જ્ઞાતિ બની જાય. અને આ મોટો સંઘ બીજા સંઘોની સાથે મળી છેવટે ચાર વર્ણમાંના એકમાં સ્થાન લે."

---

# સાધુ સાધ્વી અને વિહારના સ્થળો.

## પ્રકરણ ૭

પ્રાચીનકાળના સાધુ–સાધ્વીના આંકડા જાણવા માટે ત્રણ ચાર પુસ્ત-કોમાંથી આપણે કેટલીક બાબતો મેળવી શકીએ તેમ છીએ. અને તે શ્રી ઋષભદેવ સ્વામીથી શ્રી મહાવીર સ્વામી સુધીના સાધુ–સાધ્વી વગેરેના જે આંકડાઓ આપ્યા છે તેટલા પુરતીજ–શ્રી સિદ્ધસેનસૂરી પ્રણીત એકવિંશતી સ્થાન પ્રકરણમ્, શ્રી ત્રિષષ્ઠીશલાકા પુરૂષ ચરિત્ર અને પ્રવચન સારોદ્ધાર તેમજ મલયગિરિસુરિકૃત આવશ્યકવૃત્તિ આ પુસ્તકોમાં કેટલીક હકીકતો મળી આવે છે–તે આંકડા આ સાથે આપ્યા છે.

શ્રી મહાવીર સ્વામી પછીથી આજસુધીના સાધુ સાધ્વીના આંકડા સંકલનાબદ્ધ આપણને નથી મળી શક્તા–તેના ઘણાં કારણો હોઇ શકે–

એક તો તે પછી સાધુ સમુદાય બાર દુકાળીના કારણે તેમજ અંદર અંદરના મતભેદના કારણે–છિન્નભિન્ન થઇ ગયો ને અનેક ગચ્છોમાં વહેંચાઇ ગયો તેથી અમુક અમુક સમયમાં કેટલા સાધુ સાધ્વી કે શ્રાવક શ્રાવિકા હતા એ મળવું મુશ્કેલ છે–અરે આજે પણ આ વીસમી સદીના પ્રગતિના યુગમાં ને જ્યારે બધી જાતના આંકડાઓની નોંધો લેવાનો જમાનો છે ત્યારે પણ આપણા સાધુ–સાધ્વીના આંકડાઓ આપણને નથી મળતા.

અમુક અમુક સમયના નહિ પણ અમુક અમુક મહાન આચાર્યના સમયના જે પ્રમાણે થોડા ઘણા આંકડાઓ મળે છે, તે આ સાથે જણાવું છું. પણ તે અપૂર્ણ છે અને જરૂરી સાધનોના અભાવે આ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો હું નથી મેળવી શકયો—

શ્રીમદ્ રત્નપ્રભાચાર્ય—તેમની પાસે ૫૦૦ સાધુઓ હતા.

દાનવીર વસ્તુપાળ તેજપાળના સંઘમાં ૨૨૦૦ સાધુ અને ૧૧૦૦ દિગમ્બર સાધુ હતા—

શ્રી મુનિચંદ્રસૂરિ–૫૦૦ સાધુઓ અને ગુરૂબંધુઓ ઘણા હતા.

શ્રી આર્યરક્ષિતસૂરિ ૨૧૦૦ સાધુ ૧૧૩૦ સાધ્વી તેમાં ૧૨ આચાર્ય—૨૦ ઉપાધ્યાય ૭૦ પંડિત અને ૧૦૩ મહત્તરા સાધ્વી ૮૨ પ્રવર્તીની સાધ્વી.

શ્રી હીરવિજયસૂરિ—૨૫૦૦ સાધુ સાધ્વી–૮ ઉપાધ્યાય–૧૫૦ પંડિતો ને બીજા સામાન્ય સાધુ.

શ્રી વિજયસેનસૂરિ—૨૦૦૦ સાધુ.

શ્રી વિજયદેવસૂરિ—૭૦૦ સાધુઓ.

આજે બધા ગચ્છના ( ખરતર, તપા, અંચળવિ)મળી–૪૫૦ સાધુઓ હોવાનું અનુમાન છે અને સ્થાનકવાસીના મેળવતાં ૭૦૦, ૮૦૦–હોવાનો આસરો છે.

સાધ્વીઓ બધા ગચ્છની મળી ૭૦૦ આશરે હશે ને સ્થાનકવાસીની કદાચ ૬૦૦–૭૦૦ છે, તેમ સાંભળવામાં આવ્યું છે.

જમાનાએ બધાને અસર કરી છે–તેમ સાધુ સાધ્વીની સંખ્યા પણ દિવસે દિવસે ઘટતી જાય છે–તેનાં ઘણાં કારણો છે. બતાવવાનું

આ સ્થાન નથી પણ—એટલું જણાવવું અસ્થાને નહિ ગણાય કે સાધુ સમુદાયે મતભેદને બાજુએ મૂકી ભવિષ્યના સાધુ સમાજ અને ગૃહસ્થ સમાજને માટે સંગઠન સાધવું જરૂરી છે—આજે તે બનવું અતિ કઠણ છે છતાં તે સિવાય આરો નથી.

એક વાત કહેવી જરૂરી છે કે બુદ્ધ ધર્મનો નાશ તેના ભિક્ષુ અને ભિક્ષુણીઓમાં વધતા જતા શીથીલ આચારને આભારી છે-તેમ દુનિયાભરના સાધુસમાજની આજે બુરી દશા થઇ રહી છે. આદર્શ-તપસ્વી અને આત્મજ્ઞાની સાધુઓના દર્શન દુર્લભ થઈ પડયાં છે. ત્યારે જૈન સમાજે ને સાધુસમુદાયે પોતાની આત્મશુદ્ધિ સાધી લેવી જોઇએ-તે માટે સંગઠન સાધવું જોઇએ.અમુક નિયમો બધાને માટે સાધુ—સાધ્વી ને શ્રાવક શ્રાવિકા—ચતુર્વિધ સંઘે મળી નક્કી કરવા જોઇએ, અને સમાજને સાહિત્યનું ધર્મ ને મહાવીરના સૂત્રોનું પાલન—પ્રચાર અને પ્રકાશન થાય તે માટે પ્રયત્ન કરવો જોઇએ.



| તીર્થંકરોના નામ | સાધુ | સાધ્વી | શ્રાવક | શ્રાવિકાઓ |
|---|---|---|---|---|
| શ્રી ઋષભદેવ | ૮૪૦૦૦ | ૩૦૦૦૦૦ | ૩૫૦૦૦૦ | ૫૫૪૦૦૦ |
| ,, અજીતનાથ | ૧૦૦૦૦૦ | ૩૩૦૦૦૦ | ૨૯૮૦૦૦ | ૫૪૫૦૦૦ |
| ,, સંભવનાથ | ૨૦૦૦૦૦ | ૩૩૬૦૦૦ | ૨૯૩૦૦૦ | ૬૩૬૦૦૦ |
| ,, અભિનંદન | ૩૦૦૦૦૦ | ૬૩૦૦૦૦ | ૨૮૮૦૦૦ | ૫૨૭૦૦૦ |
| ,, સુમતિનાથ | ૩૨૦૦૦૦ | ૫૩૦૦૦૦ | ૨૮૧૦૦૦ | ૫૧૬૦૦૦ |
| ,, પદ્મપ્રભુ | ૩૩૦૦૦૦ | ૪૨૦૦૦૦ | ૨૭૬૦૦૦ | ૫૦૫૦૦૦ |
| ,, સુપાર્શ્વનાથ | ૩૦૦૦૦૦ | ૪૩૦૦૦૦ | ૨૫૭૦૦૦ | ૪૯૩૦૦૦ |
| ,, ચંદ્રપ્રભુ | ૨૫૦૦૦૦ | ૩૮૦૦૦૦ | ૨૫૦૦૦૦ | ૪૯૧૦૦૦ |
| ,, સુવિધિનાથ | ૨૦૦૦૦૦ | ૧૨૦૦૦૦ | ૨૨૯૦૦૦ | ૪૭૨૦૦૦ |
| ,, શીતળનાથ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૨૮૯૦૦૦ | ૪૫૮૦૦૦ |
| ,, શ્રેયાંસનાથ | ૮૪૦૦૦ | ૧૦૩૦૦૦ | ૨૭૯૦૦૦ | ૪૪૮૦૦૦ |
| ,, વાસુપૂજ્ય | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૨૧૫૦૦૦ | ૪૩૬૦૦૦ |
| ,, વિમળનાથ | ૬૮૦૦૦ | ૧૦૦૮૦૦ | ૨૦૮૦૦૦ | ૪૩૪૦૦૦ |
| ,, અનંતનાથ | ૬૬૦૦૦ | ૬૨૦૦૦ | ૨૦૬૦૦૦ | ૪૧૪૦૦૦ |
| ,, ધર્મનાથ | ૬૪૦૦૦ | ૬૨૪૦૦ | ૨૪૦૦૦૦ | ૪૧૩૦૦૦ |
| ,, શાન્તિનાથ | ૬૨૦૦૦ | ૬૧૬૦૦ | ૨૯૦૦૦૦ | ૩૯૩૦૦૦ |
| ,, કુંથુનાથ | ૬૦૦૦૦ | ૬૦૬૦૦ | ૧૭૯૦૦૦ | ૩૮૧૦૦૦ |
| ,, અરનાથ | ૫૦૦૦૦ | ૬૦૦૦૦ | ૧૮૪૦૦૦ | ૩૭૨૦૦૦ |
| ,, મલ્લિનાથ | ૪૦૦૦૦ | ૫૫૦૦૦ | ૧૮૩૦૦૦ | ૩૭૦૦૦૦ |
| ,, મુનિસુવ્રત | ૩૦૦૦૦ | ૫૦૦૦૦ | ૧૭૨૦૦૦ | ૩૫૦૦૦૦ |
| ,, નમિનાથ | ૨૦૦૦૦ | ૪૧૦૦૦ | ૧૭૦૦૦૦ | ૩૪૮૦૦૦ |
| ,, નેમનાથ | ૧૮૦૦૦ | ૪૦૦૦૦ | ૧૬૯૦૦૦ | ૩૩૯૦૦૦ |
| ,, પાર્શ્વનાથ | ૧૬૦૦૦ | ૩૮૦૦૦ | ૧૬૪૦૦૦ | ૩૭૭૦૦૦ |
| ,, વર્ધમાન | ૧૪૦૦૦ | ૩૬૦૦૦ | ૧૫૯૦૦૦ | ૩૧૮૦૦૦ |

ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર ઉપરથી

આ ઉપરાંત દરેક તીર્થંકરને અમુક અમુક ચૌદપૂર્વી, અવધિજ્ઞાની, કેવળી, વૈક્રિય લબ્ધિવાળા મનઃપર્યવજ્ઞાની, વાદી, વગેરે મહાત્માઓ હોય છે, પણ તેની દરેક તીર્થંકરની સંખ્યા લાખ લાખથી વધારે નથી હોતી.

વિહાર અને ચાતુર્માસના સ્થળો માટે કેટલાક ક્ષેત્રાદેશપટ્ટકો (ચાતુર્માસ રહેવાના ગુરૂ તરફના હૂકમના પત્રો) તેમજ શ્રી હીરવિજયસૂરિ મહારાજ અને શ્રી આણંદવિમળસૂરિના વિહારો ઉપરથી જોઇ શકાય છે કે—

શ્રી આણંદવિમળસૂરિએ માળવા, ગુજરાત, વાગડ, મેવાડ, મારવાડ, સોરઠ, દક્ષિણ અને કાહનડ વગેરે દેશોમાં વિહાર કર્યો હતો—તેઓશ્રીએ વર્ષોથી બંધ થયેલો મારવાડનો વિહાર ખુલ્લો કર્યો હતો અને જેસળમેરનાં ૬૪ જૈન દહેરાસરોના બારણે કાંટા લાગ્યા હતા, તે કઢાવી મંદિરોમાં પૂજા શરૂ કરાવી હતી.

શ્રીમદ્ હીરવિજયસૂરિજીએ—ગુજરાત, માળવા, સોરઠ, મારવાડ વાગડ, દક્ષિણ, કુંકણ, મેવાત અને આગરા વગેરે દેશોમાં વિહાર કર્યો હતો.

આ ઉપરથી જોઇ શકાશે કે સોરઠ (કાઠીઆવાડ) ગુજરાત મારવાડ, મેવાડ, માળવા, રજપૂતાના, યુક્તપ્રાંત, કચ્છ વાગડ દક્ષિણ, કોકણ, આટલા પ્રદેશોમાં સાધુ સાધ્વીનો વિહાર ઓછાવત્તા પ્રમાણમાં રહ્યો છે. હાલમાં પંજાબનો વિહાર પણ ખુલ્લો થયો છે.

આ ઉપરાંત પટ્ટકો ઉપરથી ચાતુર્માસના સ્થળો જાણવાને અનુકુળ પડે છે—

આજથી સો વર્ષ પહેલાનો એક સં. ૧૮૮૨ નો શ્રી વિજયધર્મસૂરિશ્વરના શિષ્ય શ્રી વિજયજીનેંદ્રસૂરિએ પોતાના સમુદાયને મોકલેલ ક્ષેત્રાદેશ પટ્ટક ઉપરથી જણાય છે કે નીચેના ગામોમાં તેમણે પોતાના અમુક અમુક શિષ્યોને ચાતુર્માસ માટે આજ્ઞા આપેલી છે.

૧ ગુર્જરદેશ, ૨ ઉદેપુર (મેવાડ) ૩ રાજનગર, ૪ સરખેદ, ૫ અવળ ૬ હેવદપુર ૭ રાયપુર ૮ મોરીયો ૯ સૂરત, ૧૦ નવસારી, ૧૧ હરીપુર ૧૨ છાપરીયાઓલ ૧૩ પાટણ ૧૪ કુણઘેર, ૧૫ કંબોઇ કોળીની ૧૬ મણુંદ, ૧૭ ડભોઈ ૧૮ વડોદરો ૧૯ રાહુપુરો ૨૦ કારવણ ૨૧ લીલોડ ૨૨ રાધનપુર ૨૩ ભીલોડ, ૨૪ કમાલપુર ૨૫ વારાહી ૨૬ ઉંઝુ ૨૭ વેડ ૨૮ ખંભાગ ૨૯ જંબુસર ૩૦ ઓરસદ ૨૧ વિજાપુર ૩૨ લાડોલ ૩૩ રાજનગર ૩૪ રાજનગર ૩૫ વીરમગામ ૩૬ માંડળ ૩૭ ગોરીયા ૩૮ ઇલોલ ૩૯ સરવારપુર ૪૦ ધાનેરા ૪૧ આહેડા ૪૨ ઝેરડા ૪૩ સાવળી

૪૪ મમોદ ૪૫ વસી ૪૬ નાગોથાણો ૪૭ ઝીણોર ૪૮ કડી ૪૯ વીસલ-નગર ૫૦ જાસકા ૫૧ ગોઠવા ૫૨ ભાલક ૫૩ સેવાળા ૫૪ વાલુકડ ૫૫ ભાવનગર ૫૬ વરતેજ ૫૭ ભંડારી ૫૮ સિદ્ધપુર ૫૯ મેંતા ૬૦ લુણુવા ૬૧ કલાણો ૬૨ નાંદોતરો ૬૩ આગલોળ ૬૪ સમઉ ૬૫ હરસોર ૬૬ રણુાસણુ ૬૭ વલાસણો ૬૮ સમી ૬૯ ચંદુર ૭૦ દુદુષા ૭૧ ચાણુસમો ૭૨ વડાવલી ૭૩ કંબોઇ ૭૪ કંથરાલી ૭૫ ભરૂચ ૭૬ દેજ્યારો ૭૭ સોવ-નગઢ ૭૮ પાલણપુર ૭૯ વગદા ૮૦ દાંતા ૮૧ લુણાપુર ૮૨ પાંચડા ૮૩ ધનાડી ૮૪ મોરીચો ૮૫ ચંડેસર ૮૬ જસલોડી ૮૭ ધીણોજ ૮૮ દમણુ ૮૯ પાલડી ૯૦ થરા ૯૧ જામપુર ૯૨ સુઇગામ ૯૩ મોરવાડો ૯૪ ભાંભર ૯૫ પાદરો ૯૬ વડનગર ૯૭ ડાભલા ૯૮ ઉઢાઇ ૯૯ ઇડર ૧૦૦ વખતાપુર ૧૦૧ દસાડો ૧૦૨ કલાડો ૧૦૩ વઢવાણુ ૧૦૪ ધોલેરા ૧૦૫ રાણુપુર ૧૦૬ સાયલા ૧૦૭ પીરભડીપાદ ૧૦૮ સંખેશ્વર ૧૦૯ મજાદર ૧૧૦ ઝુહારી ૧૧૧ વાલોળ ૧૧૨ પાટડી ૧૧૩ પંચાસર ૧૧૪ કુઅર ૧૧૫ મીયાં ૧૧૬ ઇટાલો ૧૧૭ ઘોડીપાલ ૧૧૮ પીલુચો ૧૧૯ ટીંબાચુડી ૧૨૦ મુજપુર ૧૨૧ ખેરાળુ ૧૨૨ માંડવી ૧૨૩ આંતરોલી ૧૨૪ વલય ૧૨૫ ચાંગા ૧૨૬ પેટલાદ ૧૨૭ નડીયાદ ૧૨૮ સીપુર ૧૨૯ ચાંણુસોળ ૧૩૦ તીંબડી ૧૩૧ સિંહાણી ૧૩૨ અંચેવાલીયો ૧૩૩ મુદ્રેરા ૧૩૪ વડાલી ૧૩૫ લીંચ ૧૩૬ નંદાસણુ ૧૩૭ લાંઘણોજ ૧૩૮ કડી ૧૩૯ .અંબાસણુ ૧૪૦ વડગામ ૧૪૧ માતર ૧૪૨ રણોદ ૧૪૩ સરીયદ ૧૪૪ કહરા ૧૪૫ કુંઆરપ ૧૪૬ વાસા ૧૪૭ ચીલોડો ૧૪૮ બદરકો ૧૪૯ વાવ ૧૫૦ થરાદ ૧૫૧ ઉચોસણુ ૧૫૨ દેણુપ ૧૫૩ માલણ ૧૫૪ રાનેર ૧૫૫ વોરા ૧૫૬ કઠોર ૧૫૭ નાનોદરા ૧૫૮ મેસાણો ૧૫૯ અમદનગર ૧૬૦ રૂપાલ ૧૬૧ સખો ૧૬૨ કેસરડી ૧૬૩ અણુવરપુરો ૧૬૪ કોઠગાંગડી ૧૬૫ વટાદરો ૧૬૬ ગાંભુ ૧૬૭ છણીયાર ૧૬૮ દેકાવાડો ૧૬૯ કુંકુડાવ ૧૭૦ ગોળા ૧૭૧ ગઢમંડાણા ૧૭૨ વસુ ૧૭૩ છડીયારડો ૧૭૪ ગોધાવી ૧૭૫ ડીસા ૧૭૬ વડાવળ ૧૭૭ બરણુઝીનાળ ૧૭૮ વ્યારા ૧૭૯ ઉંદરા ૧૮૦ રાનેર ૧૮૧ વાયા ૧૮૨ ઇખર ૧૮૩ ખાંધલી ૧૮૪ મગરવાડો ૧૮૫ મોહણપુર ૧૮૬ માવડગોદડા ૧૮૭ ઉંબરી ૧૮૮ સભલાણા ૧૮૦ ગોત્રેકો ૧૯૦ અગાથી ૧૯૧ ગાજદીપુરો ૧૯૨ મોભાસ.દડા ૧૯૩ ધ્રાપરા ૧૯૪ ઓડપાડ ૧૯૫ પીપલી ૧૯૬ ધમાણા ૧૯૭ ઇટાલો ૧૯૭ સાંકરા ૧૯૮ ખાખલ ૧૯૯ વસરાવી ૨૦૦ બજાણો ૨૦૧ ઉમતા ૨૦૨ દેણુપ ૨૦૩ દેવાડભો ૨૦૪ જામલા ૨૦૫ વણોદ ૨૦૬ રાયપુર.

ઉપરના ગામો ઉપરથી જોઇ શકાય છે કે યતિ સમુદાય કેટલો અને કેવો સંઠિગત હતો. આ ગામોમાં એવાં નાના નાના ગામો (આજના સમયનો વિચાર કરતાં) છે કે જેમાં જૈનોની વસ્તી પણ હોવાનો સંભવ નથી. સાધુ મુનિ મહારાજને રહેવાના ગામોમાં સારી જૈનવસ્તી હોવાનો આ પુરાવો તથા જૈનવસ્તી કયાં કયાં ફેલાએલી હતી તે આ ઉપરથી જોઇ શકાય છે. આમાં ગુજરાત, કાઠીઆવાડ, સોરઠ, રજપૂતાના, મારવાડ–થરાદરી–મુંબઇ ઇલાકો કચ્છ વગેરે દેશોના ગામો છે. મુંબઇ–અગાસી–વસઇને થાણા પણ જોવામાં આવે છે. આ સિવાયના આ પહેલાનાં સં. ૧૭૭૪–૧૮૨૨, ૧૮૨૩ ૧૮૨૪ વગેરે પટ્ટકો જોતાં દક્ષિણદેશ–મેવાતદેશ (આગરા આસપાસના પ્રદેશને કહે છે) માલવદેશ વગેરેના ગામો ને શહેરોનાં નામ મળી આવે છે.

જેમ આ પટ્ટકમાં ૨૦૬ ગામોનાં નામો છે તેમ બીજા કેટલાકમાં ૨૫૦ સુધી નામો છે.

વિહારના પ્રદેશોને ચાતુર્માસના ગામોની તપાસ ઉપરથી સહેજે જોઇ શકાય છે કે સિંધ દેશ–મદ્રાસ–મેસૂર બિહાર–બ્રહ્મદેશ વગેરેમાં બિલકુલ વિહારકે ચાતુર્માસ થયા નથી–આ દેશો તદ્દન રહી જવા પામ્યા છે, તેથી આજે પણ ત્યાં જૈન વસ્તી નહીં જેવીજ છે, તેમજ કોંકણમાં પણ કમ વિહાર થયો છે. દક્ષિણમાં પણ વિહાર કમ જોવામાં આવે છે. પંજાબમાં શ્રીમદ્ આત્મારામજી મહારાજ અને મેવાતમાં (આગરા) શ્રીમદ્ વિજયધર્મસુરિજીના પ્રયાસે ઠીક વિહારના ક્ષેત્રો વધવા પામ્યાં છે.

**જૈન વસ્તી, ધર્મભાવના, અને નાના નાના ગામોમાં તદ્દન જૈન વસ્તી ઘટી જવાનાં કેટલાંક કારણોમાંનુ આ પણ મુખ્ય છે.**

**આજે ગુજરાત ને કાઠીઆવાડ–પાલીતાણા–અમદાવાદ ને પાટણનો મોહ છોડીને સાધુસમુદાયે કષ્ટ વેઠીને પણ જ્યાં જ્યાં વિહાર બિલકુલ નથી યા કમ છે ત્યાં ત્યાં પહોંચી જવું ઘટે છે. તેથી અનેક ઉપકાર ને શાસનસેવાના કામો આ ઉપરાંત અન્ય સમાજો ને વિદ્વાનોના પ્રસંગોમાં આવવાનો–રાજા–મહારાજાઓ દ્વારા જૈન ધર્મનો અને અહિંસાનો પ્રચાર કરાવવાનો તેમજ જૈનમાંથી હિંદુ–મુસલમાન કે આર્યસમાજી થઇ જનારાને બચાવવાનો અમૂલ્ય લાભ લેવા માટેની તક જલદી સાધવી ઘટે છે.**

## સ્થાનકવાસી સમુદાય વિષે મળેલી હકીકતો.

જૈન સમાચારના કેટલાક લેખ ઉપરથી તારવેલી કાઢેલી આ બીના છે. સ્થાનકવાસી સાધુ સમુદાયની પટ્ટાવલી કે બીજી કોઇ નોંધમાં ચાતુર્માસ અને વિહાર માટે કાંઇ ઉલ્લેખ જોવામાં આવતો નથી.

સ્થાનકવાસી સમુદાયના સાધુઓ ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ, મારવાડ ખાનદેશ દક્ષિણના કોઇ કોઇ ભાગમાં, માલવા અને આગરા તથા પંજાબ માં વિચરે છે. પંજાબમાં ૨૦ વર્ષ પહેલાં સારો સમુદાય હતો. આજે હવે ઘટતો જાય છે–કચ્છ અને કાઠીઆવાડમાં સમુદાયનો મોટો ભાગ વિચરે છે.

આગરાથી પેલી બાજુ–લકનૌ–અલ્હાબાદ–કાનપુર–બનારસ–બંગાળ–સિંધ–મદ્રાસ–કોચીન વગેરે તરફ સ્થાનકવાસી સમુદાય ગયેલ નથી. અને એ બાજુ જ્યાં જ્યાં શ્વેતાંબરોની સારી વસ્તી છે ત્યાં ત્યાં પરદેશી સ્થાનકવાસી સિવાય ( ગુજરાત–મારવાડમાંથી ગએલા )સ્થાનકવાસીનું નામ પણ ભાગ્યેજ જાણતા હોય તેવા પણ પ્રદેશ છે.

તેઓનાં ચાતુર્માસના સ્થળો કચ્છ–કાઠીઆવાડના ગામો, ગુજરાતનો કેટલોક ભાગ મારવાડ–માળવા ને પંજાબ તથા દક્ષિણ છે.

એક જગ્યાએ આ પ્રમાણે ચાતુર્માસના ગામો નોંધેલાં છે–ખેડગામ ( ખાનદેશ ) આગરા ( માલવા ) ગીરી ( મારવાડ ) પરડોર ( મારવાડ ) જોધપુર, સોજત, કાંઠમાં, તીવરી, જોધપુર, શેરગઢ, બીકાનેર, ફલોધી ( મારવાડ ) પાખી, નવાનગર, ઉદેપુર, રતલામ, જાવરા ( માળવા )મંદસોર, સાદડી, ઇંદોર, દીલ્હી, ફરીદકોટ, રાવલપીંડી, અમૃતસર ( પંજાબ ) ખરડ, પતિયાલા, લુધિયાના, હુશિઆરપુર, બલાચોર, પાસરૂર ( સીયાળકોટ) લાહોર, રોપર ( અંબાળા ) કસુર ( લાહોર ) કાંદળા, ઉદેપુર, અંબાળા, અળવર, બનુડ, નાલાગઢ, સાગરૂર, વયબનોલી જુડલા ( કરનાલ ),ડેરાબસી, સીયાલકોટ, પતિ ( લાહોર ) જાલંધર, જંબુ, કલાનોર, ફરીદકોટ,ચોટીલા, મૂળી, ધોરાજી–કચ્છમુદ્રા, બડનેરા, સોલાપુર, રાયપુર, લાતુર,દીગસર,જયપુર, લીંબડી, ભાવનગર, કુંડલા. થાદલા, અહમદનગર, તાળ ( જાવરા ) બડનેરા, ખંભાળીઆ, સાયલા, વીરમગામ, રોજીત, છોટીસાવડી, ખેડા, ચૂડા બોરસદ, બોટાદ, રાણપુર, અંજાર, માંઢવી, દેસલપુર,પત્રી, રાયણ, છસરા, વાંકી, ચીચવડ, ( દક્ષિણ ) સરવાડ ( કીસનગઢ ) બગસરા, જાલીયા, ઝાળરાપાટણ, ગુણા, અજમેર.

# પ્રવાસી જૈનો સબંધીનો ખ્યાલ અને આદર્શ ઉપદેશકોની જરૂરીઆત.

## પ્રકરણ ૮

**જૈન પ્રજા વેપારી પ્રજા** છે અને તેથી સાહસિક ગણાય છે **દુનિયાભરમાં જૈનો પહોંચ્યા** છે. અનેક ધંધા હાથ કર્યા છે—ભૂતકાળમાં પણ વહાણો લઇને દેશાવર જનારા ત્યાંથી અઢળક ધન અને રત્નો કમાઇ લાવનારાને અનેક રાજાઓના માન સન્માન પામેલા ધનિક શ્રેષ્ઠીઓના દાખલાઓ વાંચવામાં આવે—આગળ વેપારી સ્થીતિ તપાસતાં આપણે તે વિષે એક દષ્ટાંત જોઇ ગયા છીએ.

યૂરોપ અને અમેરિકા, જાપાન ને ફ્રાન્સ આફ્રિકા ને અરબીઆ સીંગાપોર—રંગુન—માંડલા, એડન અને જરમની સુધી જૈનો જઇ વસ્યા છે. અનેક કાઠીઆવાડીઓ આફ્રિકામાં જઇને વસ્યા છે, અનેક પટણીઓ પારિસમાં હીરા જવેરાતના વેપાર ખેડે છે—અનેક મારવાડી દોરી લોટો લઇને ખાર ભૂમિને નમસ્કાર કરીને નીકળ્યા પછી કરોડપતિને દાનવીર થયાનું કોણ નથી જાણતું ?

પ્રવાસી ભારતવાસી અનેક રીતે પરદેશ જાય છે—કોઇ ભૂખના દુઃખે તો કોઇ ગુલામીમાં સપડાઇ જઇને, કોઇ પૈસાના લોભે તો કોઇ મોજશોખના કાજે, કોઇ વિદ્યા અભ્યાસ માટે તો કોઇ વેપાર ખેડવા માટે—જૈનો ખાસ કરીને વેપાર અને સારી નોકરી માટે પરદેશ જાય છે અને ગયા છે.

સરકારના ( ઇન્ફરમેશન બ્યૂરો ) સમાચાર ખાતાને પૂછાવતાં છતાં હિંદ બહાર વસતા જૈનોના આંકડા મળી શકયા નથી પણ સાધારણ રીતે જેટલી હકીકત જાણવામાં આવી છે તે જોકે સ્પષ્ટ નથી તોપણ બીજા કોઇ ઉપાય ન હોવાથી તેટલાથી સંતોષ માનવો પડયો છે.

હિંદીઓ કેટલા કયાં કયાં અને કયા કયા કામ માટે છે તેના આંકડા મળે છે, પણ તેમાં ધર્મવાર સંખ્યા મળી શકતી નથી.

આફ્રિકામાં જૈનો ઠીક વસ્યાં છે. મોંબાસા, નાઈરોબી એ બે શહેર તથા આસપાસ મળી જૈનોની ૨૦૦ આશરે દુકાનો છે. ત્યાં ઘણાખરા કુટુંબ સાથેજ રહે છે. તેમની વસ્તી ૧૨૦૦ આશરે માણુસોની હશે. આ ઉપરાંત જંગબારમાં પણ ૨૫૦-૩૦૦ માણસો રહે છે. ત્યાંનો બે જૈન દહેરાસર અને એક સ્થાનકવાસીનો ઉપાશ્રય પણ છે. આ પૂર્વ આફ્રિકાની વાત થઇ-દક્ષિણ આફ્રિકામાં પણ એડન-સ્વાઝીન તથા માડાગાસ્કરમાં ૨૦૦-૩૦૦ માણુસોની વસ્તી છે.

આ ઉપરાત કેટલાંક પટણીકુટુંબો પારિસમાં રહે છે. ઇંગ્લાંડમાં કેટલાક જૈન વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા અર્થે ગયેલો છે. રંગુન, સીંગાપોર માંડલા વગેરે જગ્યાએ પણ ઘણા કુટુંબો ગયાં છે અને ત્યાં વ્યાપાર -નોકરી કરે છે. તેમજ જાપાન-વગેરે દેશોમાં પણ જૈનો વસે છે તેના આંકડાઓ ચોક્સ પ્રમાણમાં નહિ મળતા હોવાથી આટલાથી સંતોષ માનવો પડે છે.

જૈનધર્મના સિદ્ધાંતો એવાંતો રહસ્યયુક્ત અને અમૃત ઉપદેશોથી ભરપૂર છે, પરમાત્મા મહાવીરનું જીવન-કથન અને ત્યાગ એટલું આદરણીય અને આદર્શમય છે કે તેનો સ્વાદ જેને એક વખત લાગ્યો છે તે તેમાં નાહી રહે છે.

**શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીએ જૈન ધર્મના સિદ્ધાંતોનો સ્વાદ અમેરિકા ને યુરોપની જનતાને લગાડ્યો-શ્રીમાન આચાર્યશ્રી વિજયધર્મ સૂરિજીએ** જૈન તત્વજ્ઞાન ને સાહિત્યનો વિદ્વાનોને રસ લગાડયો અને આજે આપણે જોઇ શકીએ છીએ કે ઘણા વિદ્વાનો જર્મની ફ્રાન્સ, અમેરિકા, ઇટલી અને ચાઇનામાં જૈન ધર્મ વિશે અભ્યાસ કરી રહ્યા છે, સંશોધન, સુમેળન અને પ્રચારના ક્ષેત્રો ખોલી રહ્યાં છે.

યુરોપમાં જૈન ધર્મનો પ્રચાર કરવાને માટે—અનેક વિદ્વાનોને રસ લેતા કરવા માટે વિદ્વાન સ્કોલરોને યૂરોપાદિ દેશોમાં મોકલવા માટે તૈયાર કરવાની જરૂર છે.

આફ્રિકા અને યૂરોપમાં આખામાં ઉપદેશકો મોકલવામાં આવે તો જરૂર સંગીન ફળ મળે તેમાં કશોએ સંદેહ નથી.

ઉપદેશક એટલે સેવાભાવનાથી વિભૂષિત ચારિત્રશીલ અને વિદ્વાન આકર્ષક વક્તા અને સાદાઇ તેમજ પ્રતિભાસંપન્ન, સેવક, ચારિત્રમાં શુદ્ધ ધાર્મીક ભાવનાવાળા ઉપદેશક જરૂર પ્રભાવ પાડી શકે અને જનતાને આકર્ષી શકે.

ઉપદેશકને જૈન તત્વ જ્ઞાન—જૈન સાહિત્ય અને જૈન ઇતિહાસનું ઉચ્ચ કોટીનું જ્ઞાન હોવા ઉપરાંત ભારતના મહાધર્મોનું તુલનાત્મક જ્ઞાન જરૂર હોવું જોઇએ—જૈનધર્મપર થતા અનેક આક્ષેપો ને વિક્ષેપોની ચર્ચા કરતાં આવડવું જોઇએ અને વિધર્મીઓની ટીકા સહન કરી શાંતિથી તેનું સમાધાન કરતાં આવડવું જોઇએ—ઓછામાં ઓછું—હિંદી—ગુજરાતી—સંસ્કૃત—પ્રાકૃત અને ઇંગ્રેજી ભાષાનું સુંદર જ્ઞાન હોવું જોઇએ.

ખાસ જરૂરી વાત એ પણ છે કે ઉપદેશકનો ઉદ્દેશ ફંડ કરવાનો ( કોઇપણ અમુક સંસ્થાને માટેજ ) ન હોવો જોઇએ. ફંડના ઉદ્દેશથી જનતા ઉપર ધારી અસર નથી થતી—હા જૈન ધર્મના પ્રચાર માટે તેજ દેશોમાં સભા યા સોસાયટી સ્થાપવા તે માગણી કરી શકે છે.

આ વિશે એક વિચાર ઘણા વખતથી મારા મનમાં ઘોળાયા કરે છે તે અહીં રજુ કરૂંછું.

આ અથવા આવા સમાજસેવાના મિશન માટે એક મુંબઇના સેવા સદન જેવો જૈનસેવાસમાજ—સંઘ સ્થાપવો જોઇએ. સારા—લાયક—તૈયાર થવાની અને આ રીતે સેવા કરવાની ભાવનાવાળા સેવામય જીવન ગાળવાના ઉચ્ચ આદર્શવાળા ૫–૧૦ યુવકોને સારામાં સારી સ્કોલરશીપ પોતાના કુટુંબી સંજોગોને માટે આપીને આમંત્રવા. તેમને માટે જેટલી તૈયારીની જરૂર હોય તેટલો લગભગ ત્રણ ત્રણ વર્ષનો સમય આપવો. આવા ગ્રેજ્યુએટસ યા અન્ડર ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓજ માત્ર લેવા અને ઓછામાંઓછા ૫૦ હજાર રૂપીઆ આ માટે ખર્ચવા. કોઇ જ્ઞાનમંદિર યા બૃહત્ પુસ્તકાલય વાળા અને વિદ્વાનોને, સંસર્ગ રહે તેવા શહેરમાં તેઓને રહેવા ખાવા પીવા માટે અને અભ્યાસને માટે રાખવા અને વિદ્વાનોના હાથ નીચે તથા સ્વતંત્ર રીતે તેઓ વિકાસ કરે—રજાઓમાં સંસ્થાઓ તપાસે,જૈન કેન્દ્રોમાં ફરે ને અનુભવ મેળવે,ત્રણ વર્ષ પછી જુદાજુદા કામ સારામાં સારા પગારથી અને સમાજ સેવાની લાગણીથી ઉપદેશક સ્વયંસેવક—સંચાલક—વ્યવસ્થાપક કે નિરીક્ષક તરીકે પાચ વર્ષ સેવા આપે પછી તેમને યોગ્ય જણાય તો તેમાં કાયમ રહે યા સ્વતંત્ર કામ કરવા માટે તે છુટો થઇ શકે.

આ માટે આપણા વિદ્વાનો અને સમાજના હિતચિંતકોની સલાહ લેવી જોઇએ, અને એક સુંદર યોજના ઘડી કાઢવી જોઇએ—જોકે આ અખતરો છે પણ ફળદાયી નીવડવાને માટે કરવા જેવો છે.

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સંચાલકો શ્રી મોતીચંદ કે અન્ય કોઇ આ યોજનાને અમલમાં મુકવા ઇચ્છનાર દાનવીર યોગ્ય વિચાર કરી મહાવીર જૈન વિદ્યાલય હસ્તક આવી યોજના શરૂ કરે તો ઘણું થઇ શકે. ત્રણથી પાંચ વિદ્યાર્થીઓને ત્રણ વર્ષ માટે અમુક સારી સ્કોલરશીપ આપીને જરૂર અભ્યાસ કરાવે અને તાલીમ માટે સાધનો મેળવી આપે. ત્રણ વર્ષ પછી પાંચ વર્ષ સેવા આપવાને તે વિદ્યાર્થીઓ બંધાય અને તૈયાર થયા પછી એને યુરોપ મોકલી શકાય. એ ત્રણ બીજા પ્રદેશમાં પ્રચારનું કામ કરે. મારી માન્યતા છે કે લગભગ ૭૫ ટકા વિદ્યાર્થીઓને જૈનસમાજ પુસ્તકો, સ્કોલરશીપ કે બીજા સાધનો આપીને ભણાવે છે તેમ મહાવીર જૈન વિદ્યાલય જેવી મહાન ગણાતી સંસ્થામાંથી આવા સેવાભાવનાવાળા નવયુવકો બહાર ન પડે તો જૈન સમાજના ઉદ્ધાર અને ઉન્નતિની આશા બીજા કોનાથી રાખી શકાય ?

યુરોપીય વિદ્વાન પ્રો. શુબ્રિંગે પોતાના ડીરેકટરીના ફોર્મમાં લખ્યું છે કે જૈન વિદ્યાર્થીઓને યુરોપ વગેરે દેશોમાં અભ્યાસ અને પ્રચાર માટે મોકલવા જોઇએ અને યુરોપના જૈન સાહિત્યના અભ્યાસીઓને ભારતવર્ષ બોલાવી વ્યાખ્યાનો અપાવવા જોઇએ. આવી યોજના જૈન સમાજે ઉપાડી લેવી અત્યંત આવશ્યક છે.

## દાનના ઝરણા

## પરિશિષ્ટ.

જૈનો દાનવીર ગણાય છે. ધર્મ અને નાતિભેદોનો વિચાર સરખોએ કર્યા વિના ઉદાર હાથે દાન આપીને અનેક મહાપુરૂષો પોતાના નામ અમર કરી ગયા છે. આ જમાનાએ આપણી ઉપર અસર કરી છે.

આજે પૈસા અપાય છે તે વ્રતઉદ્યાપન કે ઉત્સવ માટે; માન, કીર્તિ કે મોટાઇ માટે યા ધર્મપ્રેમથી દેરાસરને એવાં ધર્મના કામ માટે; તેટલુંજ તે તાત્કાલિક ફલદાયક નીવડી રહે છે. જો કે હવે કેટલાક શ્રીમંતો સ્થાયી, જરૂરી ને ઉપયોગી કામ પાછળ પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરી રહ્યા છે તેની ના નહિ કહી શકાય; પણ હજુ આપણા શ્રીમંતોના દિલમાં આપણાં બાળકો, આપણી સમાજ કે આપણી સંસ્થાઓ એ નથી વસ્યું ત્યાં સુધી સંગીન ફલ ન આવે તે વાસ્તવિક છે.

એમ પણ કહી શકાય કે પૈસા આપનાર કરતાં પૈસા લેનાર, તેનો ઉપયોગ કરનાર આ માટે વધારે જવાબદાર છે. સમાજની નાડ તપાસી કાર્ય હાથ ધરવું જોઇએ અને તેમાંજ દટાઇ જવું જોઇએ; તેમજ પાઇ એ પાઇનો સદ્‌ઉપયોગ થાય તેની સંભાળ લેવી જોઇએ.

માત્ર વ્યાજ વાપરવાની વેપારી બુદ્ધિ કરતાં સંગીન કાર્ય કરવા પાછળ બધી શક્તિ ખરચાઇ હોત તો આપણા કામ જે પડી ભાગ્યાં ને ભાંગતાં જાય છે તેમ ન બનવા પામત.

આદર્શ સંસ્થા એ કે જેને વારંવાર પૈસાની ભીખ ન માંગવી પડે; ખુશામત ને લાચારીથી કોચવાતે મને પૈસા ન કઢાવવા પડે, પણ સંસ્થાને શોધતાં ને જોતા પોતાના પૈસાના સદ્‌ઉપયોગની ખાતર લોકો પ્રેમથી તેને દેવા આવે. જૈન સંસ્થાઓ શું, પણ સારાય હિંદની સંસ્થાઓની દશા શોચનીય છે !

અમેરીકામાં સંસ્થાઓને રૂપીઆ માગવા નથી પડતા પણ રોક ફેલર કે કોર્નેગી જેવા શ્રીમંતો કરોડો ડોલર માગ્યા વગર કાઢી આપે છે.

હવે જમાનો બદલાયો છે નકામા—જેથી સમાજના જીવતાં જાગતાં પ્રાણીઓનો ઉદ્ધાર નથી, જે એ દીવસની વાહવાહ કે માત્ર ખોટી કીર્તિ માટે જ હોય તેવા બધા ખર્ચો સમાજે તુરત જ બંધ કરી દેવાં જોઇએ, જે સમાજમાં ૫૦ ટકા બાળકો અજ્ઞાન હોય, જે સમાજમાં પ્રતિદિન હજારો કુટુંબો, નવયુવકો ભૂખ ને દુઃખથી કામ વિના ને ધંધા વિના રખડતા હોય યા પરદેશોમાં મરવા જતાં હોય, જે સમાજને અનેક જીવલેણ કુરવાજો ચુસી રહ્યા હોય. જે સમાજમાં યુવકો, સ્ત્રીઓ ને બાળકો અકાળ મરતાં હોય અને જે સમાજના પૈસા તીર્થના ઝગડાઓમાં—મરણ પાછળના જમણવાર પાછળ કે હદ બહારના ઉત્સવોમાં જતા હોય, જે દર વર્ષે હજારોને લાખોની સંખ્યામાં ઘટતા જતા હોય તેમણે, તે સમાજશાણા દાનવીરોએ, વિચારશીલ હિંતચિંતકોએ, સાધુ મુનિમહારાજોએ ને નવયુવકોએ દાનનાં ઝરણાં એ દિશામાં બદલાવવા તનતોડ પ્રયાસ કરવો જોઈએ કે જેથી સમાજમાં પ્રાણ આવે, અજ્ઞાન નાશ પામે, નકામા ખર્ચ બંધ થવા પામે ભુખ્યાદુઃખ્યાને રોટલો-ને કામ મળે અને સમાજમાં એકતા, સંગઠન વધે આજે તો નવીન દિશામાં આપણે પૈસાનો સદ્‌ઉપયોગ કરવાની જરૂર છે.

૧ Servant of India Society ની પદ્ધતિએ જૈન સેવા-સંઘની જરૂર છે જે પ્રવૃતિ અને કાર્યનું કેન્દ્ર બને. જેમાં નિ:સ્વાર્થ વિદ્યાર્થીઓ તૈયાર થાય ને સેવા કરે.

૨. એક (શિક્ષણ આપતી) જૈન વિદ્યાપીઠની જરૂર છે જે જૈન સંસ્થાઓનું નિરીક્ષણ કરે અને ઉચ્ચ શિક્ષણ આપે.

૩. જૈન સાહિત્ય પ્રકાશન મંદિર જોઈએ,જે જૈન સાહિત્યની નવીન શૈલિએ લખાએલા સસ્તી કીંમતના પુસ્તકો બહાર પડે.

૪. સૌરાષ્ટ્રની શ્રેણીનું એક નિર્ભીક સ્વતંત્ર અને ત્રણે સમુદાયમાં પ્રિય થઈ પડે તેવું જૈન સામાજિક, રાજકીય અને ધાર્મિક જીવન પોષે તેવું હીંદી ને ગુજરાતી વિભાગવાળું પત્ર જોઈએ જેથી જીવન આવે.

૫. કોન્ફરન્સ અને યુવક પરીષદને જીવન આપવું ઘટે જ; કાર્યકારીણી સમિતિ દ્વારા કાર્ય તેઓ સાધે.

૬. એક જૈન સાહિત્ય (દુનીયાભરમાં પ્રકાશિત થએલ ગ્રંથો)નો સંગ્રહ અને જૈન સાહિત્યના અભ્યાસના બધા સાધનો એક જ જગ્યાએથી મળી શકે તેવું જૈનજ્ઞાન મંદિર ગુજરાતમાં હોવું જોઈએ.

૭. એક નિવેદન કાર્યાલય (Information Bureau) જોઇએ જે પાશ્ચાત્ય અને પૂર્વના વિદ્વાનોને નીચેના જરૂરી સાધનો પુરા પાડે

સમાજ, દેશ, રાષ્ટ્ર, અને ધર્મનું ઉત્થાન યુવકોના ત્યાગને બલિદાનથીજ સંભવે; આ યુગમાં યુવકોની વધારેમાં વધારે જવાબદારી છે. સંસાર ભરના ઇતિહાસ તપાસી લ્યો. યુવકોના રક્તથી લખેલા અમર કાર્ય સિવાય બીજું નજરે નહિ જડે. સાચો યુવક તો દેશ કે ધર્મને માટે, રાષ્ટ્ર કે સમાજને માટે, તોપ–તલવાર કે મશીનગનની પણ દરકાર ન રાખે. સામી છાતીએ પોતાના કર્તવ્યપંથ પર ચાલ્યો જાય.તે બેડીઓના ઝંકારથી રાષ્ટ્રીય ગીતો ગાય છે, ફાંસીના લાકડાપર તે અટ્ટહાસ્ય કરે છે. આજનો યુવક આવતી કાલનો સમાજ કે દેશનો નિર્માતા છે. કોઇ વિશાળ હૃદયની જરૂર હોય તો યુવકોના હૃદય તપાસો. કોઇ આત્મત્યાગી વીરની જરૂર હોય તો યુવકોનાં ટોળાં જુઓ. સ્વદેશપ્રેમની કે ધર્મપ્રેમની જવલંત ભાવનાઓ માટે મરી ફીટવાની તાકાત એ યુવકોમાંજ હોય છે.

એક વિદ્વાને કહ્યું છે કે

તે ઉન્નતિના શીખરપર ચડી શકે છે કે જે અધઃપાતના અંધારા કુવામાં પણ પડી શકે છે. યુવક ચાહે તો ત્યાગી બની શકે છે. ને સંસારને અભયદાન દઇ શકે છે, યા સંસારનો નાશ પણ તેજ કરી શકે છે. યુવક સ્વદેશની યશકીર્તિનો સ્થંભ છે, નીર્ભિક પણ છે. સંસારમાં યુવકનું સામ્રાજ્ય છે.

ઓ ! જૈનસમાજના યુવકો ! કયાંસુધી સુઇ રહેશો ? આ "સમય છે ઉંઘવાનો. વિલાસમાં પડી રહેવાનો કે પેટને માટે જીંદગી ખતમ કરી દેવા-નો ? સમાજ શ્વાસ લઇ રહ્યો છે, તોફાની વાદળો, અજ્ઞાનના અંધારા, અંધ-શ્રદ્ધાના જાળાં અને ભયંકર મરણ પ્રમાણ આપણાં લોહીચુસી રહ્યાંછે.પરમઆદર્શ વીરના વારસો ! કર્તવ્યપથ પર આવો. સમાજને માટે દટાઇ જવાનું બળ મેળવો. રચનાત્મક કામ આદરો ને જીવન ઘડો

કોન્ફરન્સ દેવી અને યુવક પરિષદ સમાજની ઉદ્ધારક પરમવન્દનીયા દેવીઓ આજે કુટ્ટુટ રોઇ રહી છે.

ધિક્કાર છે તારા સ્વાર્થને ! જડવસ્તુના તારા વિલાસ અને તારા નિર્બળપણાને ! અરે ! હજી પણ કાંઇ ભાવના અને બળ હોય તો સમાજ ના ઉદ્ધારનું બીડું ઝડપીને તે માતાઓના આંસુના એક એક બિંદુના સોગંદ લઇને પ્રતિજ્ઞા કર કે સમાજ, દેશ અને ધર્મ માટે તારા બાકી રહેલ જીવન ખતમ કરીશ.

---

# 'સુઘોષા'

## નવયુગની ભાવનાપોષક માસિક

સમાજને 'સુઘોષા'ના બે વર્ષના કાર્યની ખબર છે કે આ માસિક સ્વતંત્ર વિચારોનું પોષક છે. તે ઉપરાન્ત તેની ચર્ચા અને નોંધો પણ તેટલી જ સ્વતંત્ર, દલીલપુરઃસર અને શિષ્ટ હોય છે સ્વતંત્ર લેખકો પાસે વિના પગારે ખાસ અભ્યાસનીય લેખો તૈયાર કરાવી પ્રગટ કરવામાં આ માસિક ખાસ સ્થાન ભોગવે છે. લવાજમ માત્ર વાર્ષિક રૂા. ૦–૧૨–૦ છે.

દરેક અંકમાં બે ફૉર્મનું શિષ્ટ વાંચન સંગીન રીતે આપવાનો મનોરથ તૂટયા વિના જ રહ્યો છે; તે ઉપરાન્ત આઠ ફૉર્મની પુસ્તિકા ભેટ તરીકે ગ્રાહકોને પ્રાપ્ત થાય છે. આટલા નજીવા લવાજમમાં કોમની સેવા બજાવે છે.

અમારા મનોરથોને હજી પણ અમે મૂર્ત સ્વરૂપ આપી શકયા નથી; કારણકે હજી માસિક પગભર થયું નથી. આટલા નજીવા લવાજમ છતાં તેની ગ્રાહક સંખ્યા જે અમારી ધારણા છે તેટલે પહોંચી શકી નથી. અત્યારના ગ્રાહકો ઇચ્છે તો તેને સ્વતંત્ર માસિક બનાવી શકે; શું તેઓ તેમ કરવા ઇચ્છા ધરાવશે?

માસિક હંમેશ નિડર છે અને રહેશે. ગમે તેની પણ શ્હેમાં તણાવાનું તે કદાપિ પણ કબુલ નહિ કરે. માસિકની વિચારશ્રેણિ, દલીલો, ભાષાની શિષ્ટતા આદિ તપાસી તેના ફેલાવામાં આપણી સમાજનો ઉત્કર્ષ છે એવી આપને પ્રતીતિ થઇ જ હોય તો ગ્રાહકની સંખ્યા હજી પણ વધારવા પ્રમાણિક પ્રયત્ન દરેક ગ્રાહક કરે એવી અમારી તેઓને નમ્ર વિનંતિ છે.

**તંત્રી, 'સુઘોષા'**

સુઘોષા કાર્યાલય

**રીચીરોડ અમદાવાદ**

